# કામસેનરસીકા

## અને કુરંગ વિશે રચુલ

## નાટક

---

અમદાવાદમા

માણેકચોક નજીક કાગદીઓળમાં ખાડા

ધારના મકાનમાં અમદાવાદ વિક

ટોરિયા પ્રેસમાં

**છગનલાલ ઉમેચંદે છાપી**

પ્રસિદ્ધ કીધુ

**સંવત ૧૯૩૯ સને ૧૮૮૩**

**કીમત રૂ૦-૮-૦**

# કામસેન રસીકા નાટક

## પ્રવેશ ૧ લો ૧૯૮૪

[સ્થળ કામસેનનો મેહેલ)

કામસેન અને તેનો મીત્ર સુરશેન

સુરસેન—હે માહારાજ આજે આપનો ચેહેરો ફીકો કેમ દેખાય છે, આપનું ચીત્ત ઉદાશીન દેખાય છે; તેથી મને બહુ ખેદ થાય છે, માટે આપના મનમાં જે વસ્તુ ધારી હોય તે ફપાક રીને કહો એટલે હું તે મેળવવાને જલદી પ્રયત્ન કરૂં?

કામસેન=પ્રીય સુરસેન માહારી ચીંતા મટાડવી ઘણી મુશકેલ છે, અને તે કેહેવાથી પણ તું મટાડી શકનાર નથી!

સુરસેન—હે રાજા ધીરાજ, આ મારો પ્રાણ પણ આપનાથી વધારે નથી તો આપને માટે પ્રયાસ લેવો તેતો શી ગણતીમાં છે માટે આપના મનની વાત મને કહો, જેથી હું મારાથી બનતી તજવીજ કરૂં.

કામસેન=પ્રીય તું મારા બંધુથી પણ અધીક છે તથાપી તાહારો આગ્રહ છે તેથી હું તુને માહારો વૃતાંત કહું છું.

કાલે હું આપાણા નગરના ઉદ્યાનમાં શીકાર રમવાને ગયો હતો ત્યાંના વનમાં બે શીહના

પંજામાંથી એક સ્ત્રીને બચાવી શીંહના બે કડકા કરી નાંખ્યા પરંતુ મેં તે સ્ત્રીને જોઇ ત્યારથી માહારા હૃદયમાં પ્રેમનો ઘા લાગ્યો છે માટે જો તે મળશે તોજ સુખ થશે.

## ગાયન

ક્રામસેન—

પ્રેમની આગ લાગી છે દીલમાં, શી રીતે ઠંડી થશે;
આશા લગી એ નારી સાથે, પ્રિતી કેમ પુરી થશે. ટેક
દાહ્‌ા ઉઠી કામાગ્ની કેરી, તે શી રીતે સમાયશે;
ચાહ રહી મન ફેરી મનમાં, કોણ હવે તે પુરશે. ૧
નયણે નીરખી નારી મેં જે, તે હવાણાં ક્યાંથી મળે;
જો ન મળે એ નારી મુજને, જીનગાની એળે જશે. ૨
મેં તરવાર મારી જ્યાં સીંહને, ત્યાં તે ઘા મુજ લાગીયો;
નારી નૌતમ નીરખી મેં તો, સીંહ પ્રાણ તજી ભાગીયો
ચંદ્ર મુખીનાં નયણાં કેરો, ઘાવ લાગ્યો કેમ રૂઝશે;
હાય હવે તે ક્યાંથી મળશે, રાજ્યકાજ કયમ સુજશે. ૪

સુરસેન—હે રાજન મારા પ્રાણ પ્રીય મારા શીરના મુગટ મારા જેવા મીત્ર છતે આપને આટલા બધા સોકાતુર થવાનું કારણ નથી, જે કાયર પુરૂષો હોય છે તેજ આવી રીતે શોકાતુર થાય છે, આપનો ક્ષત્રી વંશ માહા શુરવીર છે, તથાપી આપને શોકાતુર થવું ચોગ્ય નથી, રાજ્ય વંશી પુરૂષોને હમેશાં મોટાં મોટાં સંકટો આવી પડે છે પણ જેઓ શુરવીર છે તે કદી પણ ગભરાતા

નથી, તેમજ આપ માહા પ્રાક્રમીછો, બળવાનછો માટે જરા પણ શોકાતુર થવું નહી અને જે વસ્તુની આપને જરૂર છે તેની ખોળ કરવાને પ્રયત્ન કરવું; ઉદ્યમ કરવાથી સર્વ વસ્તુનો લાભ થાય છે.

કામસેન— સુરસેન તારૂ સઘળું બોલવું મને પ્રીય લાગે છે. પણ હાલ મને દુઃખ ઉત્પન્ન થવાનું કારણ એટલુંજ છે કે, જે સમે મારા વિષે એ રાજ્ય કન્યાની અત્યંત પ્રતી થઇ, અને તેને મારી સાથે વરવાની સંપુરણ મુરછા હતી, તેવા સમયમાં પેલા દુષ્ટ કૃરસેનના કપટ છળભેદથી મારા પ્રીય બંધુને વનવાસ ભોગવવો પડ્યો છે, એ બાબત ખરી વાત જ્યારે અજવાળામાં આવી ત્યારે મારા પીતાએ સન્યાસ ગ્રહણ કીધો અને નીશ્ચે કીધો કે જ્યાં સુધી મારો પ્રીય બંધવ; ફરીને પાછો પોતાના રાજ્યમાં આવે નહીં ત્યાંહાં સુધી તેઓએ દુર દેશ રેહેવું એમ કહીને ગયા છે તે કોણ જાણે કાંએ ગુમ થઇ ગયા છે, અરે મેં તેમની ઘણી શોધ કરી પણ કાંઇ તેમનો પતો લાગતો નથી, એ દુરાત્મા કૃરસેન મેં તને પેહેલાંથી આવો જાણ્યો ન્હોતો કે તું આવો પાપીષ્ટ દયાહીણ છે, તો હું તને મારી રશીકાવીશની ખરી વાત જણાવત નહીં, તેં તો પોતાનો મોત જાણી ખરી વાત કહીને મારા ઘરમાં

આવજાવ કરવા દીધી, અને મારા શુદ્ધ અંતઃકરણથી મેં મીત્રતા કીધી તેનુ ફળ છેવટ આ તુજ મળ્યું જે દુરાત્મા છે તે અંતે મીત્રઇ કરીને પણ દગાબાજી રમે છે, ઇત્યાદિક બોલી ઉદાશ થઇને ઉભો રહ્યો.

સુરસેન—હે રાજન આવી રીતે દીલગીર ન થાઓ જે બનવાનું છે તે અવશ્ય બને છે એમાં કોઇ વિદ્યા કે ચતુરાઇ કામ આવતી નથી જે લખીત વાત છે તે કદી પણ મીથ્યા થતી નથી; માટે હવે સર્વ ચીંતા દુર કરીને પોતાનુ કામ સાધવુ જોઇએ, અને એવો ઉપાય કરો કે પેલો ચંડાળ અહીંયાં આવ્યો છે તે પોતાનું કામ કાહાડી શકે નહી, માટે મોહારી એક વાત તુમે સાંભળો, મને ખાનગી ખબર મળી છે કે રસીકા આજ સંધ્યાકાળને સમે તેના બગીચામાં માતાનું મંદીર છે. ત્યાં જવાની છે માટે આપ ત્યાં જાઓ ને હુ પણ ત્યાં પાછળથી આવી પોચીશ.

કામસેન—(ખુશી થઇને) ત્યારે તો હું જલદી તે સ્થાનકે જઇ પોહોચુ એમ કહી જાય છે.

સુરસેન—(પોતાના મનમાં) બીચ કામસેનને ખબર નથી કે મારા વીશે રસીકાની અત્યંત પ્રીતી છે અને તે મને મળવાને ઘણીજ ઉતાવળ કરે છે એ તેના જાણવામાં નથી, પણ જેવી રસીકા કામસેન ઉપર મોહીત થઇ છે. તેવી કામસેનની

મીતી પણ તેના વીશે છે માટે ઇશ્વર બંનેનો જલદી મેળાપ કરે એવી મારી પ્રાર્થના છે.

---

## પ્રવેશ ૨ જો

[સ્થળ રસીકાના બાપનો બાગ]

રસીકા, તેની સખીયો અને કામશેન

સખીયો—બાઇ આજ કુદરત આપણા બગીચામાં ઘણી જાતનાં પુષ્પ ખીલી રહ્યાં છે, તેમજ વૃક્ષની લતાઓ પણ ચારે તરફ ઝુલી રહી છે, માટે આજે આપણે બાગમાં હવા ખાવાને ચાલો?

રસીકા=તમારી મરજી બાગમાં જવાની છે તો આજે હું પણ મારા પ્રીયના વીરહ રૂપી અગ્નીએ દાઝી થકી જરા શીતળતાને માટે આવીશ.

સખીયો—બાઇ ચાલો; એમ કહી રશીકાને સાથે લઇ રાજબાગમાં પ્રવેશ કરે છે.

રસીકા=(કામશેનનુ ચીત્ર) હાથમાં લઇને, અત્યંત નીસાસો નાંખીને, ચીત્ર સામુ જોઇને અરે! આ અતી મનોહર સુરત જ્યારથી મેં જોઇ ત્યારથી મારા અંગો અંગમાં મોહનાં બાણ વાગ્યાં છે તે કાહાડવાને કામશેન વીના બીજો કોઇ પણ નથી; હે મારા પ્રાણ'નાથ હું અહનીશ તારૂંજ ધ્યાન ધરતી રહુછુ જે દીવશે બાગમાં મળ્યા તેજ દીવશથી એક પળ પણ તમારૂ ધ્યાન ચુકતી નથી, માટે હવે તો તારા વિના મારો કોઇ

પણ આધાર નથી; હે મારા પ્રાણપતી જો હું તુને જેવી રીતે ચાહુછું તેવીજ મારા વિશે તા રી પ્રીતી હોયતો, હવે મને કામરૂપી પાસથી છોડાવ્ય અને મારા મનની હુશ સઘળી પુરી કર; હવે મને જરા પણ ધૈર્ય રહેતુ નથી, એમ કહી મુરછા ખાઇ જમીન ઉપર પડી.

સખીયો—સારા સારાં પુષ્પ લાવીને સુગંધીદાર પાણી છાં ટી રસીકાને પવન કરવા લાગી, અને તેની પાસે ઉભી રહી કેહેવા લાગી.

ગાયન.

મોહોલે પધારો મારા રાજ માણીગર મોહોલે પધારો;

એ રાગ.

મારી પ્યારી તું થા સાવધાન, શાણી તું શીદને મુઝાએ
હવે મળશે તુને તારો નાથ, શાણી તું શીદને મુઝાએ

સાખી.

ચીંતા ન કરીએ ચીત વિષે, વેગે મળશે નાથ;
ચીંતાથી ચતુરાઇ ઘટે. ઉભીથાને ઝાલી મારો હાથ. શા.
સ્વયંવર પીતાએ રચ્યો, આવે રાજકુમાર;
શોધી લેજે ત્યાં કને, જેથી બાંધ્યો છે તે બહુ પ્યાર શા.
ઉભી થાતું આ સમે, સુકન ભલેરા થાય;
ભાગ્ય હોય જો તુજ તણું, તો હમણાં મળે તારો કંથ. શા.

રસીકા—(સાવચેત થઇને) કામસેનના ચીત્ર સામુ જો- ઇને. અરે આ કમળના જેવું મુખારવિંદ જોઇને મારૂં દીલ અત્યંત બળવા લાગે છે. જેમ જેમ

આ તારી છબીને નીરખુછું તેમ તેમ મારા અંતરમાં કામની જવાળા લાગીજ ઉઠે છે, એમ પોતાના મનમાં કહીને પછી પોતાની સખીઓ તરફ નજર કરી ફરી બોલવા લાગી, હે સખી તુ કેહે છે કે સ્વયંવરમાં રાજકુવરો આવે તેમાં થી તારા પતીને શોધી લેજે, પણ તેતો મારા મનમાંજ રમી રહ્યો છે, જો સ્વયંવરમાં તે નહી આવે તો એ બધી રચના કરેલી નકામી છે.

સખીયો—મારી પ્રીય સખી એવો તે કેનો કુંવર તમે જોયો છે અને તે કેવો રૂપવાન અને ગુણવાન છે કે જેણે તમને આવી રીતે વશ કરી લીધા છે, કે રાત અને દિવશ એનુંજ સ્મરણ કરોછો?

રસીકા—સાંભળ, મારી શાણી સખી! એકવેળા, હું મારા ભાઇ સાથે પ્રભાસક્ષેત્રે ગઇ હતી; ત્યાંથી પાછાં વળતાં કામાવંતી નગરીને પાદર પડાવ નાંખ્યો. ત્યાં ભોજન કરી બેઘડી આરામ લીધો; મધ્યાન્હકાળ નમતાં મારો ભાઇ મૃગયા રમવા જવા લાગ્યો તેવારે મારા કહ્યાથી મને પણ સાથે લીધી, અમારા ઘોડા પવનવેગે દોડતા હતા ટે એકાએક અચકયા, તેવામાં સામે ગીચ વ્રક્ષો ની ઝાડી દેખાણી, મારા ભાઇયે કહ્યું, કે નક્કી તે ઝાડીમાં સિંહ છે, માટે તુ જરા અહીંયાં થોભ. હુ હમણાંજ જઇ તેનો નાશ કરી પાછો આવુછું, એમ બોલતાંજ એડી મારી ઘોડો ફે

ર્યો, તેવામાં ભયંકર ચીસ પાડી આખું વન ગજાવતો એક સિંહ મારા ભાઈના ઘોડા સામે ધસ્યો, ઘોડો ભડકી મારા ભાઈને લેઈ દોડ્યો; તેવોજ તે સિંહ મ્રગપેરે છલંગ મારી, મારી ઉપર ધસ્યો, એક પંજો ઘોડાની ગરદન ઉપર માર્યો અને બીજો થાપ મારી ઉપર ઉગામી. અરેરે! સખી તે વખતે મારા પ્રાણજ ઉડીગયા અને મારૂ શરીર થરથર કંપવા લાગ્યું; તેજ સમે પછવાડેથી વીજળીના ચમકાટ પેરે ઘા થયો આંખ ઉઘાડી જોઉં છું તો તે સિંહના બે કકડા થઇ ધુળમાં પડ્યા છે ને એક મનોહેર રાજકુમાર સર્વાંગે આયુધ સજી મારી સમક્ષ આવી ઉભો. અહા હા !! સખી શું તેનુ પ્રાક્રમ વર્ણવુ શાક્ષાત કામદેવજ હોયની.

સખી—તેજ રાજકુમારે સીહને માર્યો?

રસીકા—હા સખી, પણ તેસાથે મારા હૃદયમાં પણ તેજ વેળાએ કદી ન રૂઝાય તેવો નયણરૂપી ખંજરનો ઘા કર્યો, તેને તેના વગર કોણ રૂઝાવે. સ્વયંવરની તૈયારી કરી છે, પણ તે ન આવેતો મારો પ્રાણ ખચીત જશે.

સખી—અહો મારી પ્યારી સખી! તે બીશેની તું કાંઇ ચીંતા ન રાખ, જ્યારથી આ ચીત્ર મેં તારા હાથમાં જોયું છે, ત્યારથી મેં તપાસ કરી સર્વે વૃતાંત જાણી લીધુંછે, માટે તે વાતની તુ કાંઇ

ચીંતા ન રાખ; તારો પ્રીય કામસેન તથા તેનો મીત્ર સુરસેન એ બન્ને ગઇ કાલના આપણા નગરમાં આવ્યાછે અને આજે સંધ્યાકાળે બાગમાં મળવા આવવાની સુચના પણ હું કરી આવી છુ તેંતો મારાથી વાત છુપાવી, પણ મેંતો તારા માટે બનતી મેહેનત કરી છે. માટે હમણાં જ તે આવશે,

રસીકા = વ્હાલી બેહેન ! મને ક્ષમા કર. મારાથી શરમને લીધે તને કાંઇ કેહેવાયું નહી. અરે ! પણ હજી તેઓ કેમ નહી આવ્યા.

(એમ કહી આમ તેમ જુવે છે તેવામાં કામસેન બાગમાં આવીને ઝાડને ઓઠે ઉભો રેહે છે )

કામસેન = [આશ્ચર્યથી) અરે ! હું કયાં આવી ઉભો !! આ સ્વર્ગતો નહી હોય ! હું સ્વર્ગમાં છુ, અને તે સ્ત્રી છે કે અપ્સરા છે કીંવા કોઇ દેવી હશે આને સાચુ કે સ્વપ્નુ. એમ વીચાર કરીને અરે આતો રસીકાજ દેખાય છે માટે હવે તેની સન્મુખ જઇને ઉભો રહુ હવે વીલંબ કરવાનુ કામ નથી એમ ધારી રસીકાની સન્મુખ જવા માંડે છે.

રસીકા = (ઉંડો નીસાશો નાંખીને] અરે મારા પ્રાણપતી (તું કયાં છે) કામશેન, કામશેન, કામશેન, અરે હજુ પણ તું કેમ નઆવ્યો, તારા વિના મારૂ

કોમળ હૃદય ફાટી જાય છે, એક ઘડી પણ તારૂ સ્મરણ મારા મનમાંથી વીસરતું નથી, તારૂ નામ કામસેન તે યોગ્યજ છે, કેમકે તાહારૂ સ્વરૂપ જોતાથીજ માહારા હૃદયમાં કામરૂપી બાણ વાગ્યું છે, અને તારૂ સ્વરૂપ જોઈ મારૂ મન તારા રૂપ ગુણમાંજ મગ્ન થઇ રહ્યું છે, અરે હું શું કહુ તારા મોહ રૂપી પાસમાં હું મૃગની પેઠે બંધાઇ રહીછું, માટે હે મારા પ્યારા પતી તારા વીના તે પાસ છોડવાને બીજો કોઇ પણ સામર્થ નથી.

કામસેન—(રસીકાના વચનો સાંભળી) તુર્ત તેની સનમુખ જઇ ઉભો રહીને, હે પ્રીયા હે મારી પ્યારી રસીકા હું આ તીનેજ ઉભો છું,

રસીકા—અરે તુ કોણ છે, અહીંયાં આ રાજ બાગમાં એકાએક કેમ આવ્યો છે.

કામશેન—પ્યારી રસીકા મોહને વશ પડી થકી તુ કેમ બેભાન થઇ છું, હું કોણ છું તે તુ તારા મનમાં વીચાર.

રસીકા—અહો! અહો! પ્રીય કામશેન હા હા! આ કેવો સમય કે જેનુ સ્મરણ મારા મનમાં છે. તેનોજ અકસ્માત મેળાપ થયો આ કાંઇ થોડી હર્ષની વાત નથી?

કામસેન—પ્રાણ પ્રીય રસીકા તારો મેળાપ થયો એ વાત ઘણી આનંદની છે, પણ મારા મનમાં એક

મોહોટો ધાસ્તી છે. તે એક પેલો દુષ્ટસ્વભાવનો દુરશેન આપણા કામમાં કોઇ પ્રકારે પણ વિઘ્ન કરશે, તે ચંડાળ જાતે કપટી છે, માટે તારા પીતાને કાંઇ આડુ અવળું સમજાવીને તેની આગળ મારા વિશે કાંઇ ખોટો વિચાર ઉત્પન કરે તો તેથી તારો પીતા સ્વયંવર મંડપ બંધ કરીને પોતાને પસંદ પડે તેવા કોઇ રાજ કુવરની સાથે તને પરણાવે તો પછી તારૂ અને મારૂ કાંઇ પણ ચાલે નહી.

૨ સીતા=મારા પ્રાણપ્રીય કામસેન—આવા ખોટા તર્ક આપ શા માટે કરે છો, કોઇ રીતે જરાપણ ચીતા રાખવાનું કારણ નથી, સ્વયંવર મંડપની સર્વ તૈયારી થઇ રહી છે, એકાદશીને દીવસે વરમાળા આરોપવાનું મહુરત છે, માટે તમારા મનમાં જરા પણ અંદેશો રાખવો નહી. મેં પ્રથમથીજ નિશ્ચય કરેલો છે કે વંઝા સ્ત્રી કદાપી પુત્ર પ્રસવે, અગર સમુદ્ર પોતાની મર્યાદા તજે, તેમ સુર્ય પશ્ચિમ ઊગે તોપણ હે મારા પ્રાણપ્રીય પતી તારા વિના સ્વપ્નમાં પણ બીજાને વાંછુ નહી; અને હમણાં પણ, (એ હાથ જોડી આકાશ સામી દ્રષ્ટી કરી) હે દેવો હે ગાંધરવો તમારા દેખતાં હું જગત પ્રભુની સન્મુખ પ્રતિજ્ઞા લઇ કહુછુ કે રાજા કામસેન શિવાય આખી દુનીયામાં હું બીજો પતિ સ્વપ્નામાં ઇચ્છુ તો મને

બાળીને ભસ્મ કરજો. આ જગતમાં આવે પુત્ર કામશેનને હું મારો પ્રાણપતિ કરીને સ્થાપુછુ. તેથી હે ઇશ્વર, મારૂ પતિવ્રતાપણું અખંડ રાખજો,

કામશેન= પ્રિય રસીકા માહારા વિષે તારો દ્રઢ નિશ્ચય જોઇ હું ઘણો પ્રસન્ન થાઉછું અને હું પણ મારૂ તન મન ઇશ્વર સાખે તને અર્પણ કરૂછું અને તેની નીશાની માટે આ માહારી અમુલ્ય વીંટી તારી આંગળીએ પેહેરાવું છુ, અને આ મારૂ થવા આવ્યું છે માટે મને રજા આપ.

રસીકા= અહો મારા પ્રાણપતી મારાથી એવો ઉચ્ચાર કેમ થાય? હુજાગે દિવશ વહી જાય તોપણ મારી જીભથી એમ નહી કેહેવાય કે તમે જાઓ.

કામશેન—હમણાં રાત પડશે અને આવા એકાંત સ્થાનકમાં આપણે વધારે વાર ઉભા રેહેવું તે કાંઇ પણ ગેરફાયદા ભરેલું થાય, માટે હમણાં મને રજા આપ.

રસીકા= પ્રાણવલ્લભ માહારા ઉપર કૃપા કરીને જેમ બને તેમ પોતાની પ્રાણપ્રીયાને આપના મુખચંદ્રના દરશન જલદી કરાવશો અહો! મારા વાહાલા કામશેન આપ પાછા કયારે મળશો.

કામશેન= અહો! મારી પ્યારી પ્રીયા, હું એક ઘડી પણ તને વીસારનાર નથી. ઇશ્વર કૃપાથી હુ તને જલદી મળીશ એમ કહી જાય છે.

## પ્રવેશ ૩ જો

(સ્થળ જંગલ)

(માધવસેન અને બીજા માણસે)

માધવસેન—જ્યારથી મેં સાંભળ્યું છે જે મારા પીતાએ સન્યાસ ધારણ કરયો. અને દુષ્ટ દુરગસેને પ્રપંચ કરયો ત્યાર પછી મારા પીતા વનવાસ ગયા તેમને શોધવા માટે હું ઘણુંજ વનખંડમાં ભટકયું પણ તેઓની કાંઈ ખબર મળતી નથી; હવે હું થાકીને નીરાશ થઇ ગયો, અરે ! આ બધાં કુકર્મો પાપી દુરગસેનનાંજ છે. આવી રીતે પોતાના મનમાં ખેદ કરે છે, તેવામાં એક તરફથી કોળાહળ સાંભળવામાં આવ્યો અને થોડી વારમાં એક માણસને જતો દેખી પુછવા લાગ્યો અરે ભાઇ; તું કોણછું અને ક્યાં જાય છે? આ માણસોનો ઘોંઘાટ ક્યાં થાય છે? તે જો તારા જાણવામાં હોય તો મને કેહ?

માણસ—હમણાં મને વાત કરવાની ફુરસદ નથી તોપણ તમારા સ્વરૂપ ઊપરથી સારા માણસ જાણી કહું છું તે સાંભળો (સાંમો હાથ કરીને પેલી કાષ્ટની ચેહ ખડકેલી દેખાય છે તેમાં આ ગામના રાજાની કુંવરી બળી મરવાની છે) હવે તેની ઝાઝી વાર નથી, અને હું પણ તેને માટેજ કેટલોક સમાન લઇને જાઉં છું.

માધવસેન=અરે ભાઇ તે કુંવરી શા સારૂ બળી મરે છે?

શું તેને શીર કાંઇ કલંક ચઢયું છે, અથવા શું તેનો પતી મરી ગયો છે,

માણસ=હે પુરૂષોતમ આપે કહ્યું તેમાનું કાંઇ કારણ નથી, પણ આ ગામના રાજાની કુવરી માહા રૂપવંત અને ગુણવંત છે. તથાપી તેના પેટમાં સાપ રૂપી ભુત ભરાઇ રેહે છે. તે સાપ રાતની વેળા કુવરીના પેટમાંથી બાહાર નીકળી દરરોજ એક માણસનો જીવ લે છે; આજ સુધીમાં તેને હજારો માણસના માણ લીધા છે અને હજુ પણ તેજ પ્રમાણે દરરોજ એક મનુષ્યના પ્રાણ હરણ કરે છે આવું માહું કૃત્ય કુવરીથી સહન થતું નથી. તેથી કુવરી પોતાના પીતાને કેહેવા લાગી કે માહારે માટે હજારો નીરઅપરાધી માણસોનો જીવ જાય, તેના કરતાં હું એકલીજ બળી મરૂં એ વધારે સારૂં છે એમ ધારી નીશ્ચય કરી આજે આરણ્યમાં ચોકુ ભડકો સળગાવી છે તે માંહે કુવરી બળી મરશે,

માધવસેન—અરે ભાઇ તમે ઘણું સારૂં કરયું કે તે રાજ કન્યા બળી મરતાં પેહેલાં એનું સઘળું વ્રતાંત મને જણાવ્યું, જો તું રાજાનો વાહાલેશરી હોય તો મને તારા રાજા પાસે જલદી તેડી જા. હું કુવરીને સર્વ પ્રકારના સંકટમાંથી મુકત કરવાને શક્તિવાન છું.

માણસ=(હાસ્યયુક્ત) આજ સુધીમાં કુવરીનું સંકટ ટા-

ળવા માટે ઘણા જતી, ભુઆ, જાદુગરી; અને એસમવાળા આવી ગયા, પણ કોઇથી કાંઇ થઇ શક્યું નહી અને ઉલટા પોતાના આણ તજીને ગયા, અલબત તે બધાને વિક્રાળ સર્પ મારી નાં ખ્યામાટે આપનાથી કુવરીનુ દુઃખ મટે એમ હુતો ધારતો નથી.

માધવસેન=તાહારૂ કેહેવુ શત્ય છે તથાપી તુ મને રા જા પાશે લઇજા, હગણાં વધારે વાત કરવાનુ કા મ નથી,

માણસ=આપની આકૃતી ઉપરથી આપ રાજ્ય કુવરછો એમ દેખાય છે, તથાપી સુતરૂપી સર્પની પાસે આપનુ ચાલી શકવાનું નથી; અને શા માટે આવી સુંદર કાંતીનો નાશ કરવા ઇચ્છા કરોછો.

માધવસેન=જેમ થનાર હશે તેમ થશે, પરંતુ હમણાં તું રાજા પાસે તો તેડીજા, પછી તારે બોલવા નો વખત હું મટાડીશ.

માણસ-ચાલો ત્યારે મારે શું આપની મુરજી હાથે કરી ને વગર મોતે મરવાની ઇચ્છાથઇ છે તો પછી મારે શું એમ કહીને રાજ્ય દ્વારે જાય છે.

માધવસેન=(રાજા પાસે જઇને) હે રાજન હુ આપને વીનંતી કરી કહુછું કે આજની રત આ તમ રી કુવરીને બળી મરવાને મોકુફ રાખો, અને મા રો માકમ જોયા પછી જે કરવું હોય તે કરજો.

## પ્રવેશ ૪ થો

(સ્થળ રાજ્ય કન્યાનો મેહેલ)

કુંવરી, માત્રવસેન અને સર્પરૂપી ભુત.

કુંવરી = અરે! હું કેવી મંદ ભાગ્યશું કે મારે માટે હુ જારો મનુષ્યના જીવ ગયા, હવે આ દુનીયામાં માહારે રેહેવુ ખીલકુલ નથી તથાપી પીતાના કેહે વાથી આજ દીન સુધી રહી એ ઠીક ન થયું એ ત્યારે તો બળીને ભસ્મ પણ થઈ હોત અને આ ક્રુર પાપીષ્ટ સર્પના પંજાથી છુટકો પણ થ યો હોત હવેતો પ્રાતઃકાળ યતીંજ બળી મરણું મુકર્‌ છે, ઇત્યાદિક રુદ્દન કરે છે.

માત્રવસેન = (રાજાની આગ્યા લઇને કુંવરીના મેહેલમાં પ્ર વેશ કરે છે) સર્પને જોઇને, અહો! જેવી રીતે સ ર્વે લોકે કહ્યું હતું તેવોજ માહા વીક્રાળ ભયંકર દેખાય છે, નેત્ર તો જેનાં લાલચોળ છે, કાંતી અંજન સમાન છે, ફુંફાડા મારી રહ્યો છે આ તે કોઇ વ્યંતર છે કે સર્પ જાતી છે, એના મો હોમાંથી અગનજ્વાળા નીકળે છે તેથીજ બાળીને ભસ્મ કરી નાંખે અને વીષની જ્વાળાએ મુરછી ત કરે, તો બીચારી રાજ્ય કન્યાને કેવું દુઃખ થતું હશે, અરે! આ દુષ્ટના મારી તરવારે કરી ને સાત કડકા કરી નાંખું હવે વીલંબ કરવાનુ કામ નથી, દુરાત્મા પ્રાણીને હણવા થકી કાંઇ પા પ ગણવું જોઇતું નથી માટે આ પાપી સર્પને

યમપુરીમાં મોકલી દઉંછું.

સર્પરૂપીભુત =(અદ્રસ્ય રહીને) અરે! રાજ્ય કુમાર તારામાં તે એટલી બધી શક્તી શું છે કે તું મારા સાત કડકા કરીશ તારા જેવા હજારોને તો મેં ચુશીને ફેંકી દીધા, તેનાથી તાહારૂં કેટલું સામર્થ છે શક્તી હોય તો મારી સામે આવી જા.

માધવશેન =જે જે મનુષ્યોના તેં પ્રાણ હરણ કીધા તે અને મને જુદા સમજજે, એ બધાના જીવનો લેનાર તું અને તારા જીવનો લેનાર હુંજ છું,

ભુત = અરે મુર્ખ મારી શક્તિની સામે તાહારૂં તે શું ગજું છે જો સામર્થ હોય તો મારી સામે આવી જા એમ કહી પ્રગટ થઈ માધવસેન સાથે યુદ્ધ કરવા માંડયું

માધવસેન—ભુતની સાથે બાથંબાથ કરતાં તેની ગરદન પકડીને અરે ઘાતકી, ચડાળ, તારામાં શક્તિ હોય તો બતાવ. તારૂં અત્યંત બળ ક્યાં ગયું અને તારૂં પરવત જેવું જોર ક્યાં સંતાયું, હવે આ મારી તરવારે કરી ખચીત તારા શો કકડા કરી નાંખું છું.

ભુત—અહો! મહા પ્રાક્રમી, મહા ભુજ, મહા તેજસ્વી સુરવીરમાં પણ સુરવીર, તું માહારી અરજ સાંભળ? મેં આજદીન સુધી હજારો માણસના જીવ લીધા પણ તારા જેવો સુરવીર કોઈ પણ દીઠો નથી! તેમજ તાહારી હિંમત ઇદ્રના જેવી જોઇ

ને મને આશ્ચર્ય લાગે છે કે, કોઇ મોહોટો દેવ તા મને મારા પ્રાયશ્ચીતની શિક્ષા દેવાને મનુષ્યનુ રૂપ ધારણ કરીને આવ્યો હોયની ! હવે હુ અતી નમ્રતાથી કહુંછું કે, જો તું મને જીવીત દાન આપીશતો હું તને ઘણો ઉપકાર કરીશ અને તાહારૂ કામ કરીશ.

માધવસેન—તારા એવાં કપટનાં કાલાવાલાં જોઇ, હવે હું તને છોડનાર નથી, હમણાં હું તને છુટો કરૂ તો પાછો બીચારી રાજ્ય કન્યાના પેટમાં સંતાય, માટે હવે તો તારો અને તારા જીવનો સાથેજ છુટકો થવાનો છે, હવે હું તને જીવતો મુકનાર નથી એ તું ખચીત જાણજે!

ભુત—અરે રાજકુંવર હું કોઇ રીતે પણ કપટ રાખીને બોલતો નથી, હું શ્રી રામચંદ્રજી ભગવાનની આજ્ઞા લેઇ કહુંછુ કે તાહારી સાથે કદી પણ દગલબાજી કરનાર નથી, જેમ તું કહીશ તેમ કરીશ, અને તાહારી આજ્ઞામાંજ રહીશ !!

માધવસેન—તારા શકત સોગન જોઇ અને નમ્રપણું જોઇ તને છોડુંછું! માટે હવે કદી પણ આવું કામ ન કરવું અને મારી સાથે કપટ ન રાખીશ

ભુત—(પોતાના માંથાના વાળ રાજાને આપીને) સાંભળ જે વારે તારે માંથે કાંઇ સંકટ આવે તેવારે આ વાળને અગ્ની ઉપર ધરજે, એટલે હું તારી પાસે આવીશ! અને તારૂ જે કામ હશે તે કરીશ

મારા ખરા પણની આ નીશાની સભાળી રાખ જે એમ કહી ભુત અલોપ થઇ ગયો!

કુવરી=અહો !મારા પ્રાણના દાતાર, મારા જીવથી પણ અધીક; તારા ઊપકારનો બદલો વાળવાને સો ભવ સુધી તારી દાસી પણે રહુ તોપણ વાળી શાકયન હી તથાપી મુજ ગરીબ દાશી ઉપર દયા કરીને તારા હસ્ત કમળનો સ્પર્શ કરી પાવન કર, અરથાંત પાણીગ્રહણ કરી પોતાની અર્ધાંગના કર એટલે હું દુનિયામાં ફરી જન્મ પામી એમ સમજીશ!!

માધવસેન—હવે તાહારૂં સઘળું દુઃખ નાશ પામ્યું છે; તથાપી તું શા માટે અધીરી થાય છે? હવે તારા મનોર્થ પુરણ થશે, ઇશ્વરે તારા ઉપર મોટી કૃપા કરી તને ઝેરી બલામાંથી બચાવી છે, પરંતુ આ હર્ષની વધામણી આપડે તારા પીતાની પાસે જઇને સંભળાવીએ, પછી યોગ્ય હશે તેમ કરીશું એમ કહી રાજા પાસે જાય છે.

રાજા=(માધવસેન તરફ હાથ કરીને) હે આર્ય તમારા પધારવાથી મારો અને મારી પુત્રીનો સર્વ શોક નીવારણ થયો; તેમજ મારા પુરજનો પણ પર્મ સુખી થયા, અહા! આ અવસર જોવાનો અને આનંદ મય દીવશ તો આપના પધારવાથીજ પેદા થયો છે, હવે આ કુંવરીને હું ઘણી ખુશીની સાથે આપને પરણાવવા તૈયાર છુ માટે મારી મા

ર્થના આપે માન્ય કરવી ઘટે છે જેથી પરસ્પર ઉપકારનો બદલો વળશે તો નહી તથાપી તમારી સાથે સંબંધ થવાથી હું ઘણો આનંદ પામીશ!!

માધવસેન—તમારૂ કહેલુ બધુ સાચુ છે પરંતુ હમણાં હું મારા પિતાની ખોળમાં છું માટે સમય આવે તમારી સર્વ પ્રાર્થના હું માન્ય કરીશ!!

---

## પ્રવેશ ૫ મો

(સ્થળ કુરૂસેનની કચેરી)

કુરસેન તેનો પ્રધાન, તથા નોકર ચાકરો.

કુરસેન—(પ્રધાન તરફ જોઇને) જ્યારથી મે રસીકાને જોઇ છે ત્યારથી મારૂ ચીત અકુલીત તેના મોહ રૂપી પાસમાં ફસાઇ ગયુ છે. અરે! તે ચંદ્રમુખી નુ દર્શન અને તેનુ અધર પાન તે મારાથી ક્યારે થશે.

પ્રધાન—હે રાજન જેનુ ચીત આપના વીસે પ્રસન્ન નથી તેના વિશે આપે વધારે મોહ કરવો એ કેવળ દુઃખ દાઇ છે. જગતમાં પણ કેહેવત છે કે જે આપણને ચાહય તેને આપણે ચાહવુ જોઇએ પરંતુ રસીકાની પ્રીતી તમારા ઉપર નથી તો તમારે તેના વીષે મોહ કરવો તે સારૂ નથી.

કુરસેન—હે! મારે શી એની ખોટ છે મારા માટે ઘણી રાજકુંવરીઓ તેમના પીતાઓ દેવા આવે છે પરંતુ તેમાંની રસીકાના જેવી રૂપમાં પણ આવે

નહી, અરે! મારૂ એવુ ભાગ્ય ક્યાં થાય કે, રસી
કા મારી સ્ત્રી થાય મને ચાહે, આ માહરૂ રાજ્ય
અને સમ્દ્રી સર્વ રસીકા વીના નકામુ છે; અરે
હવે તે શી રીતે મળશે? એને તો કામસેન પરણી
ને લઇ ગયો હવે તે મારે સ્વાધીન શી રીતે થશે.

પ્રધાન=માહારાજ આપણે પ્રથમથીજ ભુલ ખાધી છે.
જેવારે કામસેન રસીકાને લઇને પોતાના નગર ત
રફ ગયો તેવારે તેના પાસે જુજ લશ્કર હતુ.
અને આપણુ લશ્કર ઘણુજ હતું, ત્યારે તમે ત્યાં
જ હુકમ કીધો હોત તો કામસેનને મારીને રસી
કા આપણે સ્વાધીન કરત.

કૃરસેન=હજી કાંઇ ગયુ નથી! આપણા સૈન્યાધીપતી
ને બોલાવો ને લશ્કર તૈયાર કરી એકદમ કામ
સેન ઉપર હલ્લાં કરો!!!

પ્રધાન—અરે! કોઇ પટાવાળો હાજર છે કે?

ચોપદાર=માહારાજ શી આજ્ઞા છે?

કૃરસેન=સૈન્યાધીપતીને જલદી બોલાવી લાવ્ય.

ચોપદાર—બહુ સારૂ એમ કહી સૈન્યાધીપતીને બોલાવી
લાવ્યો.

સૈન્યાધીપતી=(કૃરસેનના સામો આવીને) માહારાજ શો
હુકમ છે?

કૃરસેન=આપણુ લશ્કર તૈયાર કરીને કામસેનના નગ
ર ઉપર ઘેરો ઘાલો!

સૈન્યાધીપતી=બહુ સારૂ આપના હુકમનીજ વાટ જોતો

હતો !

કુરસેન=તમે બધા સામંતો મારા હિતભાગી છો, તથાપી આ સમે નીમક હલાલ કરશો એવી આશા છે, મારૂ દીલ રસીકાના રૂપ ગુણ માંહેજ ફસી ગયું છે, સ્વયંવરમાં મેં તેને માટે ઘણો પ્રયાસ કીધો તથાપી તેને કામસેનના ગળામાં વરમાળ નાંખી માટે હવે બળાત્કારે તેને પકડી લાવો. !

સૈન્યાધીપતી—માહારાજ હવે ઢીલ કરવાનું કામ નથી, આપની મુરજી એમ છે ત્યારે હલાંજ કરો.

કુરસેન=પ્રધાન તરફ તમે પણ તમામ સૈન્યા તૈયાર કરો! અને કામસેનને પકડીને રસીકા મારે સ્વાધીન કરો.

પ્રધાન—હું તૈયારછું અને સૈન્યાધીપતીને પણ તયાર કરૂં છું. !

કુરસેન—જેટલી ચીજો જોઇએ તેટલી અને સારાં સારાં હથીયાર વિગરે સાથે રાખો વળી ખજાનામાંથી નાણું પણ સારી પેઠે રાખજો, હવે જરા પણ ઢીલ કરવી નહી, જલદી જઇને તૈયારી કરો.

સૈન્યાધિપતી-પોતાના રાજાના હુકમથી પ્રધાન અને સૈનાધિપતી આયુધ શાળામાં જઇને સારા સારા તેજદાર હથિઆર સુભટોને બોલાવીને આપવા લાગ્યા, ને વાર પછી પ્રધાને ખજાનામાંથી, શોનાની મોહોરોની તીજોરીઓ ભરાવી સાથે રાખી સર્વ લશ્કર તૈયાર કરી કુરસેન પાશે આવી પ્ર

ધાનને કેહેવા લાગ્યો.

પ્રધાન—માહારાજ! આપણું બધુ લશ્કર તૈયાર કરીને દરવાજા બાહાર મેદાનમાં ખડુ કીધુ છે અને બીજી પણ ધન્ય ધાન વિગેરે ચીજો તૈયાર કરી સાથે રાખી છે, માટે આપ ત્યાં પધારો! કુરસેનત્યાં જાય છે.

કુરસેન-પોતાનુ લશ્કર જોઇને હવે તો બચીત કામસેનને જીતીને રસીકા મારે સ્વાધીન કરીશ! આ મારૂ લશ્કર ઘણુ અને બળવાન છે, તેની આગળ એ કામસેન જેવા સાધારણ રાજાનુ શું ચાલવાનુ છે અલબત હવે મારી ઇચ્છા સંપુર્ણ થશે!

પ્રધાન—મહારાજ હવે શી આજ્ઞા છે?

કુરસેન-ગડી ફજર થતાં પેહેલા કામસેનના નગરને ઘેરો ઘાલવો જોઇએ!

બહુ સારૂ એમ કહી લશ્કરમાં જાયછે.

પ્રધાન-(તમામ સીપાઇઓ તરફ નજર કરી) જમાલખાં, કમાલખાં; આસમખાં, કાસમખાં, નુરખાં, તમેબધા તૈયાર થાઓ. અને ઘોડા પવન વેગે ચલાવો કે જેથી રાતો રાત જઇને કામસેનના નગરની ચારે તરફ ઘેરો ઘાલો! અને કોઇ જાણે નહી તે રીતે એકદમ જઇને ખડા થવું!

જમાલખાં-સાહેબ તમો મારૂ બળ જોયુ નથી, કદાપી પુરવ તરફ ધુમ પડે તો પશ્ચીમ તરફ ઘોડો દોડાવી દઉં!

સુરખાં–જોયુ કે એનુ બળ આવાજ સુભટોથી રાજા ક્રુ તે પામશે કે. શું? ચ.લ વેગળો જા! એમ કહી પોતાનો ઘોડો આગળ કરી, બધા મારી પાછળ ચાહ્યા આવો બધા સ્વારો તેની પાછળ જાય છે અને કુરશેન પણ તેમની પાછળ જાય છે.

મધરાત વીત્યા પછી કુરસેન પોતાનુ લશ્કર લઇ ને કામસેનના નગર ઉપર જઇને ઘેરો નાખી પોતાના બે ત્રણ સીપાઇઓ લઇને એકદમ કામસેનના મેહેલમાં દાખલ થયે! કુરસેનને કામસેનને મીત્રાઇ હતી તેથી તે હમેશ તેના મેહેલમાં જતો હતો તેથી કોઇએ રોકયો નહી તેથી પાછલી રાતે કામસેન અને રશીકા સુતાં છે ત્યાં પલંગ પાસે જઇને ઉભા!!!

## પ્રવેશ ૬ ઠો

### સ્થળ કામસેનનો મેહેલ

(કામશેન, રસીકા, તથા કુરશેન અને તેના સિપાઇ ઇત્યાદિ

કુરશેન–(સીપાઇઓને કહેવા લાગ્યો,) શિપાઇઓ વએ આ કામશનને પલગ ઉપરથી નીચે નાંખી બાંધીલ્યો, એટલે હું આ મીય રસીકા જે મારૂ મન રંજન કરનારી અને મને પર્મ સુખની દેનારીને પછી મારે સ્વાધીન કરી લેઉ.

સીપઇ–મહારાજ ક્ષત્રી વંશ રાજાઓની એવી નીતી છે કે જે પુરૂષ નીદ્રા વશ હોય તેને કપટથી મારવો નહી, તેમજ તેની નિંદ્રાનો ભંગ પણ કરવો નહી

સુરવીરનુ લક્ષણ તો એજ છે કે તેને સજથવા દ ઇને પછી તેની સાથે યુધ્ધ કરી જીતી લેવો એવી ઉત્તમ રાજાઓની નીતી છે, તે છોડીને કપટક રણ એ માહા ઘોર પાપનુ કારણ છે?

ક્રૂરશેન—અરે! આ વખત ધર્મ અને કર્મ કાંઇ પણ જોવા નુ નથી! હમણાં જે કામને મટે આપણે આટ લો બધો પ્રયાસ લીધો છે તે કામ જલદી કરવુ જોઇએ, માટે એ દુષ્ટને એક દમ પલંગ ઉપરથી નીચે નાંખી બાંધી લ્યો નહી તો તમારી દુર દશા કરીશ! ગુસ્સો કરીને બોલે છે એટલામાં;

કામસેન—(મનુષ્યનો અવાજ સાંભળી) આળસ મરડી આંખ ઉઘાડી જુવે છે તો ક્રૂરસેન, અને તેના સિપાઇયોને જોઇ, અરે આ ચંડાળો, મારા મહે લમાં શી રીતે દાખલ થયા, આ રાત્રીને સમે, પાપી દુષ્ટને કેણે આવવા દીધા!!! અ ! રક્ષપાળ કો મરી ગયા કે શું?

ક્રૂરશેન—અ ! મુર્ખ, તુ મને નથી જાણતો, હવે તારૂ આવી બન્યુ છે. જે મારા લાયક, અને મારા મ નમાં અત્યંત પ્રીય મારો જીવ, એવી પ્યારી ર સીકાને તૂ લઇને, શેલ કરે છે. તે હવે તેને મુકી દે, હુ સર્વ વાતે સમર્થ હતો, તથાપી મને ગરફ ત ખવરાવી તેણીને તુ લઇ ચાલ્યો તો હવે તા રા બુરા હાલ કરી. હુ તેને મારી પટરાણી કરી શ! નહી તો ખુશીથી તુ મને રસીકા અર્પણ ક

રી દે! જેથી તારૂ રાજ્ય, અને તુ કુશળ થાઓ, જો મારૂ કહ્યુ નહી માને તો ખચીત તારા પ્રાણ હરણ કરી હું રસીકાને લઇ જનારો છું,

કામસેન—અરે ચંડાળ તુ કોણ છે, અને અહીયા મારકા મેહેલમાં એકાએક કેમ ડાખલ થયો છે, અને તુ રચો બક બકાટ કરે છે, બોલ દુષ્ટ તુ ચોર છે કે કંગાલ છે, મને જલદી જવાબ દે! નહીતો હમણા તારૂ મસ્તક છેદી નાખુ છુ?

ક્રુરસેન—અરે કંગાલ! તુ મને નથી ઓળખતો, મારૂ નામ ક્રુરસેન છે, હમણાં રસીકાની સાથે રંગ બે.ગમાં મગ્ન થઇ ફુલી ગયો છે, તેથી મગરૂર થયો છું, પણ હવે તાહારૂં આવી બન્યું છે, એમ કહી કામસેન સામો બંદુકના બાહાર કરે છે તે કામસેન કેટલાક બચાવી લે છે.

કામસેન=મેહેલમાંથી બહાર નીકળી પોતાના સીપાઇયો ને હુકમ કરે છે કે આ દુષ્ટને મારો!

કામસેન અને ક્રુરસેનના લશ્કરમાં મારા મારી થઇ, કામસેનનું લશ્કર હારી ગયું તેવારે કુરૂરસેન રસીકાને પકડવા જાય છે, અને કામસેન ત્યાંથી બચીને નાશી ગયો, તેવારે રસીકા મહા શોકાતુર થકી હા-પ્રાણનાથ હવે મારી શી ગતી થસે, ઇત્યાદિક વિલાપ કરવા લાગી!!!

## પ્રવેશ ૭ મો

(સ્થળ જંગલ)

### કામસેન, સુરસેન, માલતી, અને માધવસેન તથા ચોર.

કામસેન=(પોતાના મનમાં) અરે, મારી પ્રાણપ્રીય રસીકાને એકલી મુકી હું અહીયાં આવ્યો! ધીક્કાર છે મુજને, મેં પોતાનો જીવ વ્હાલો કીધો અને પ્રીયપત્નીને એકલી મુકી!!! અરે! તેની શી વલે થઈ; દુષ્ટ ક્રૂરસેને તેને મારી નાંખી તો નહી હોય! અગર તેના ઉપર બળાત્કાર તો નહી કીધો હોય! જો તેમ થશે તો તે પોતાની મેળેજ પ્રાણ ત્યાગ કરશે ત્યારે હવે મારે પણ જીવવું વ્યાજબી નથી! તોપણ હમણાં સબુર કરવી, જ્યારે રસીકાની ખબર મળે ત્યારે જે કરવું ઘટશે તેમ કરીશ; એવો વિચાર કરતો થકો જંગલમાં આમ તેમ જુવે છે, એવામાં એક ઘોડેસ્વાર આવતો દેખી, બીહવા લાગ્યો કે રખેને શત્રુના સ્વાર મને પકડવાને આવતા હોયની! એમ ધારી એક ઝાડ ઓઠે સંતાયો.

સુરસેન=(ઘોડા ઉપર બેશી આમ તેમ જુવે છે) અરે! મારો પ્રાણપ્રીય મીત્ર કામસેન હમણાં દેખાતો હતો ને તે એટલામાં ક્યાં ગયો! એમ મોટા અવાજથી બોલવા લાગ્યો.

કામસેન—(સુરસેનનો સાદ સાંભળીને પાસે આવી) અરે! મીત્ર સુરસેન તું ક્યાંથી અહીયાં આવી પોહચ્યો! અહો! પરમેશ્વરની કેવી દયા કે આવા સ

કટના વખતમાં તારો મેળાપ થયો!! પણ પાછળ રાજ્યનું અને રસીકાનું શું થયું ?

સુરસેન—જ્યારે આપણું સર્વ સૈન્ય વિખરાઇ ગયું તે વખતે મેં ચોતરફ જોયું તો આપનો ઘોડો મારી નજરે પડ્યો, પછી હું આપની પાછળ દોડવા લાગ્યો, પણ મારો ઘોડો આપના ઘોડા બરાબર ચાલી શક્યો નહી, તેથી મને ધાસ્તી લાગી કે આપનાથી જુદો પડીશ, પણ તર્ક પ્રમાણે ચાલી આવવાથી આપની ભેટ થઇ, માટે માહારાજ ! પેલા ઝાડની તળે ચાલો આપણે જઇને બેશીએ, તેટલી વારમાં આ ઘોડા પણ ચરે છે ને તેમને પણ જરા વીસામો મળશે.

કામસેન=સુરસેન ! તારા કરતાં હમણાં હું વધારે દુખીછું માટે મને "મહારાજ" એ શબ્દ કરી બોલાવ તો નહી. હાલ હુંને તું બરાબર છીએ.

સુરસેન—મહારાજ ! આપ એવું શું બોલો છો હું આપના ચરણનો દાસ છું, ન્હાન પણથીજ આપનું લુણ ખાઇ મોટો થયો છું માટે આપની ચાકરી કરવાને હું લાયક છું કોઇ રીતે અંદેશો નહી રખતાં જે કામ હોય તે ફરમાવો હું કરવાને તઇયાર છુ.

કામસેન—અહો મારા પ્યારા મિત્ર! તારા સરખો પ્રમાણીક મિત્ર મને ભાગ્યેજ મળશે, અરે પણ મારી પ્રીય રસીકાની શી અવસ્થા થઇ, તેનો તને

કાંઈ ખબર છે કે નહી?

સુરશેન—મહારાજ! હું તો આપના પગોપગ દોડતો આ વ્યો. તેથી મને તેની કાંઇ ખબર નથી.

કામસેન—તેની હવે શી અવસ્થા થઇ હશે? હા, તે દુષ્ટે તેને જીવથી મારી હશે, અથવા કેદ કરીને લઇ ગયો હશે, હું તેને વારવાર વચનો આપતો કે 'પ્રાણ પ્રિયા તારો સર્વ આધાર મારા માથે છે એ વુ છતાં પણ તેને છેડી મારો જીવ વાહુલો કરી તેને દુઃખમાં મુકી આવ્યો!!!

સુરસેન—હમણાં પસ્તાવો કરવાથી શું ફાયદો છે જે બન વાની હતી તે બની હવે માત્ર આપના બચાવથ વાની ગોઠવણ થાય તો સારૂ એવી રીતે વાતો ક રે છે એટલામાં ( એક ચોર પ્રવેશ કરે છે )

ચોર—(મનમાં) વાહ! માલતો ગજબર છે, આવો શિ કાર તો મારા જનમમાં પણ જોયો નથી અરે પણ મારા જેવો બીજો કોઇ ભાઇબંધ આવી પડશે તો વચમાં ફોગટનો ભાગ પડાવશે, માટે ચાલ હું તે લોકોને મારા ઉપરી પાસે લઇ જાઉં કે જેથી આ રધોઅરધ ભાગ મને એકલાનેજ મળે. એમધારી પાસે જઇ જોઇને દેખીતાતો જોરાવર છે, તેથી બળાત્કારે તો ફાવી શકાય તેમ નથી, માટે કાંઇ વીશ્વાસ પમાડીને ઠગુ એમ ધારી કેહવા લા ગ્યો અરે ભાઇઓ તમે કોણ છો? અને આવા રણમાં કેમ બેઠા છો? તમે બહુ બે ઝા દેખાવોછો

કોઇ ચોર કે ઠગ તમને મળશે તો લુટાશો;

સુરસેન—અરે આ તરવાર જ્યાં સુધી મારા હાથમાં છે ત્યા સુધી કોની શક્તી છે કે પાસે પણ આવે અમારી પાસે ચોરનુ શું ચાલવાનુ છે.

ચોર—હા ખરી વાત છે, પણ હું તો તમને ભલા માણસ જાણીને કહું છું, મને શું લાભ, દયા આવીતેથી કહુ છુ કે કોઇ ઠગ આવી પોહોચશે ત્યારેજ મને સંભારશો,

સુરસેન—જાજા તારા રસ્તે ચાલ્યો જા.

ચોર—મારે કાંઇ તમારી પાસેથી લેવુ નથી, પણ જુઓ આ સુરજ ઘણો તપેલો છે ને લુ વાય છે, તેથી ચાલો, પાસેજ મારી ઝુપડી છે ત્યાં આવી બે ઘડી આરામ લ્યો.

કામસેન—સુરસેન મારો જીવ જવા તાપને લીધે વ્યાકુળ થઇ ગયો છે તેથી ચાલ આપણે તેની ઝુંપડીમાં જઇ આરામ લઇએ.

સુરસેન—આપની મુરજી હોય તો મારી ના નથી પણ આ લોકોનો વિશ્વાસ રાખવો યોગ્ય નથી.

કામસેન—એ ગંમાર આપણને શું કરવાનો છે?

ચોર—(મનમાં) શું કરવાનો છે તે થોડીજ વારમાં ખબર પડશે, ધીરજ રાખો બાપુ તમારૂ સઘળુ સુરાતન જણાઇ આવશે, તમારા જેવા મોટા ભક્ષ અમારા હાથથી જાય તો અમારૂને અમારા સરદારનુ પેટ કેમ ભરાય, (ઉંચુ જોઇને) આ પ

રમેશ્વર, અમારી અરજ એટલીજ છે કે સદાય આવા ભક્ષ મોકુલજે, એમ કહી જાય છે.

માલતી-(જંગલમાં) એકલી પોતાની મેળે, અરે હું મારે ઘેરથી કેવા વીચારથી નીકળી હતી. ને અહીંયા કેવી હાલત થઇ, રસીકાનો મેળાપ ન થયો, એકલી જંગલમાં રહી. અરે ઇશ્વર! મનના મનોર્થ મનમાંજ રહી ગયા!!! ઓ બેહેન રસીકા તારી કેવી દશા થઇ હશે? તે પાપીષ્ટ કુરસેને તેને મારી નાખી હશે! અરે મારી માંચ સખી તુ કામશેનના વિયોગે કરી પોતાના પ્રાણ તજી હશે. અરે આ સમે બધાની કેવી દુર દશા થઇ છે!!!

મીત્રશેન-(જંગલમાં ફરતો ફરતો) માલતીનો અવાજ સાંભળીને ચારે તરફ જોતા તેને દેખીને અરે! આવા અઘોર વનમાં, આવી સ્વરૂપવાન સ્ત્રી ક્યાંથી આવી હશે, (પાસે જઇને) અરે સુંદરી આ ભયંકર વનમાં તુ એકલી કેમ આવી છે? તે ખરે ખરૂ કહે તુ માહારી ધાસ્તી રાખીશ નહી હું તારૂ સર્વદુઃખ મટાડવાને સમર્થ છુ. માટે તારી હકીકત કહે.

માલતી-આપનું પ્રમાણીક પણું જોઇ મને આપના વિશે જરા પણ શંકા નથી. માટે મારી સર્વ હકીકત કહુ છુ. હું અજીતશેન રાજાની પુત્રી છુ અને મારૂ નામ માલતી છે, હું મારી બેહેન ર

સીકાને મળવા જતી હતી તેટલામાં વાટમાં એ
વા સમચાર મળ્યા કે, પેલાદુષ્ટ કુરૂશેને કામ
શેન ઉપર ચડાઇ કરી તેને હરાવ્યો તેથી તેપો
તાનુ રાજ્ય છોડીને નાશી ગયો. અને રસીકાને
કુરૂશેન લઇ ગયો, એવુ સાંભળી હુ ઘણીજ ઉ
દાશીપણે માહારા માણસોની સાથે આ જંગલ
માં ચલતી હતી. તેવામાં એક ધુતારાની ટોળી
આવી અમને લુટવા લાગી, તેના સામે મારા
સીપાઇઓએ પણ હલો કરી તથાપી તે કઇ તર
ફ ગયા તેની મને ખબર નથી, હમણા મને ઘ
ણો ભય લાગે છે, કેમકે, મારા માણસો હજુ કાં
ઇ દેખાતા નથી. તેમનુ શું થયુ હશે. ગ(હુ તે
મની રાહ જોઇ આ જંગલમા ફેદાશ થઇ ઉ
ભી છુ. પણ આપને દેખી જરા માહારો
ભય ઓછો થયો છે.

આત્રવસીન—અરે તે દુષ્ટ કુરૂશેને હજી અમારા કુટંબની
કેડ છોડી નથી. તેના કાળા કર્મથી મને વનવા
શ વેઠવો પડે છે. મારા ભાઇનો એને પરાજ્યકી
યો, (ઉંચા હાથ કરીને) અરે હવે હુ તેનુ વેર
લીધા વીના એ ચંડાળને છોડનાર નથી જ્યાં
સુધી હું જીવતો છુ ત્યાં સુધી એ ચંડાળનુ વેર
લીધા વીના રહુ તો માહારો ક્ષત્રી વંશ ભ્રષ્ટથા.
હુ ઇશ્વર સાખે કહુ છુ કે એ ચંડાળ કુરૂસેનને
આ મારી તરવારે કરી જરૂર કાપી નાંખીશ! તા

રેજ મારૂ મન શાંતી પામશે. પણ આ વખત મારો પ્રીય બંધુ કામસેન કયાં હસે? અને તે કેવી હાલત ભોગવતો હસે? અરે! તેનો પતો કયાંથી મળે? જો કામસેન મને ભેગો થાય તો, પછી તે ક્રુરસેન ચંડાળને મારવો કાંઇ મુશ્કેલ નથી,

માલતી—(પ્રફુલીત મુખ થકી) આહો આર્ય! તમે મારી પ્રીય રસીકાના પ્રાણપતી કામસેનના પ્રિય બંધુ (ભાઇ) થાઓ છો?

માધવસેન=રશીકાનો પ્રાણપતી જે કામસેન તે મારો પ્રિય બંધુ સગો ભાઇ થાય છે.

માલતી—આ વનમાં આપ એકલા ફરો છો તેનુ શું કારણ છે?

માધવસેન—હું મારા પીતાની ખોળ કરવાને તથા મારી પ્રતિજ્ઞા પાળવા માટે જંગલમાંજ ફરૂ છું.

માલતી—(મનમાં) મારૂ ચીત્ત થોડીજ વારમાં તરા રૂપ ગુણમાં લીન થઇ ગયું છે! જ્યારથી મેં તારી સુરત જોઇ ત્યારથી હું તારે સ્વાધીન થઇ ગઇ છુ! અરથાત હું તમારા સાથે કામ વશ્ય થઇ છુ, પણ હમણાં મારો અભિપ્રાય ખુલો પાડવો જોઇતો નથી; એવો મનમાં વિચાર કરીને પ્રગટ બોલવા લાગી, અરે માધવસેન આ ભયંકર વનમાંથી મને પસાર કર, હવે મારાથી પગે ચાલી શકાતુ નથી, તેમજ મારૂ ચીત્ત પણ ઠેકાણે રેહેતુ નથી.

માધવસેન=જરા પણ ગભરાઇશ નહી ! આ જંગલમાં મારો ઘોડો ચરે છે તેને હું લઇ આવું અને તે ઉપર તને બેસારી આ જંગલ પસાર કરાવીશ,કે મણાં તું અહિયાં ઉભી રેહે, હું તે ઘોડાને લઇ આવું ?

માધવસેન ઘોડાને લેવા ગયો, તેવારે માલતી ત્યાં જંગલમાં સુઇ રહી એટલામાં ત્યાં એક રાક્ષસ આવ્યો, તેણે માલતીને જાદુ કરી ઉઠાવીને ગુફામાં લઇ ગયો, તેવાર પછી માધવસેન આવ્યો, તેણે માલતીને દીઠી નહી.

માધવસેન—અરે ! ઝાઝીવારતો થઇ નથી એટલામાં માલતી કયાં ગઇ, અરે! આતે શું થયું ? એને કોઇ લઇ ગયો હશે ! અગર વાઘ લઇ ગયો હશે ? અરે ! તે બીચારી નિરદોશ અબળાની શી વલેથસે-અરે આ પાહાડ ઉપરતો કોઇ લઇ ગયું નહી હોય-માટે ત્યાં જઇને જોઉંતો ખરો ! એમ કહી પાહાડ ઉપર જાય છે.

---

## પ્રવેશ ૭ મો.

(સ્થળ ક્રૂરસેનનો મેહેલ)

ક્રૂરસેન, રશીકા, અને ક્રૂરસેનની સ્ત્રી.

ક્રૂરસેને કામસેનનો પરાજય કરીને રસીકાને પકડી લઇ પોતાના મેહેલમાં લઇ ગયો છે ત્યાં રસીકા વિલાપ કરે છે,

રસીકા—અરે પ્રભુ–મેં તાહારો એટલો બધો શો અપરાધ કીધો છે જેથી મને આવા મોટા દુઃખમાં ફસાવી દીધી છે, અરે! મારા પ્રાણપતી કામસેન તને પણ દયા ન આવી કે. મને એકલી નીરાધાર મુકીને ગયો, અરે હું મારા પતીની સાથે સદાય અનંદમય પર્મ શુખમાં હતી તે હમણાં સંપુર્ણ દુઃખમાં આવી પડી, અરે હું કોના મેહેલમાં આવી બઠીછું, આ સંકટમાંથી મને મોત આવે તોપણ સારૂ, હે પ્રાણનાથ મને આ સંકટમાંથી મુક્ત નહી કરો તો ખચીત મારા પ્રાણનો ત્યાગ કરીશ? અરર હું શું કરૂ, એમ વિલાપ કરે છે.

લલીત ૭૬.

અરર હાયરે, હવે હું શું કરૂં;
દિન વિયોગમાં, શી રીતે ગમું.
પલક એક હું, વેગળી ન હું;
પ્રાણનાથને, સાથ તે રહું.
હવે હું એકલી, દુષ્ટ દુઃખમાં,
વિયોગી થઇને, દુઃખડાં સહુ.
અરર નાથજી, તમે તે ક્યાં ગયા;
છોડીને જતાં, નાવી તે દયા.
હવે હું એકલી, શું કરૂ અહી;
તુમે તો નાથજી, ક્યાં ગયા વહી.
દુષ્ટ હાથથી, પ્રાત માહરૂં;

આગશે કદી, પ્રાણ પરહરૂ.
હવે પ્રભુ તુમેં, કરોને દયા,
સંજોગ મેળવે, પ્રાણ નાથના.
ત્યારે તો જીવતી, હું રહુ ખરી.
નહીતો આ દુઃખે જાઇશ મરી,

ઇત્યાદિક વિલાપ કરે છે એટલામાં ક્રૂરસેન તેની પાસે ગયો.

ક્રૂરસેન—અહો મારી પ્યારી રસીકા તુ આટલી બધી દીલગીર શા માટે થાય છે, હવે તારે દીલગીર થવાનું કારણ નથી, કામસેન કરતાં મારી સમ્ધી ઘણી છે, તેમ હુ બળવાન પણ વિશેશ છું, મારો જેવો પતી મળવાથી તારો ભગ્યોદય થયો એમ જાણી તારા મુખમાંથી અમ્રત વચન કાહાડી મને શાંતી પમાડ? મારી બધી રાણીઓ તાહારી દાશી રૂપે બનશે. ઇત્યાદિક બોલે છે પણ રસીકા તેના સામુ પણ જોતી નથી, (ત્યારે મનમાં) સ્ત્રિયોનો સ્વભાવજ હોય છે કે, જ્યારે પુરૂષ તેને બોલાવે ત્યારે માન રાખી નજ બોલે, અને પોતે કામ વશ થાય ત્યારે વગર બોલાવી આવે, તથાપી મનમાં તો ખુશી હોય પણ મોહોડે નાજ કહે! હવે હું એની પાસે જાઉ એટલે બોલશે એમ ધારી પાસે જાય છે.

રસીકા—(ક્રૂરસેનને પાસે આવતો જોઇને) અરે દુષ્ટ વેગળો રહે! મારા પ્રાણપતી કામસેન શિવાય મા

રા અંગને સ્પર્શ કરવાને બીજો કોઇ પણ સમર્થ નથી. ધીકાર છે તુજને જે પારકી સ્ત્રિનું હરણ કરીઘોર નરકમાં જવા તૈયાર થયો છે, દુર ઉભો રહે! તારૂં મુખ જોવાથી પણ પાપ લાગે. તો સ્પર્શની વાત કયાં છે! તારા જેવા પાપીષ્ટોનુ મુખ પણ જોવું વ્યાજબી નથી.

કુરસેન—(કામને વશ થયો થકો) અહો! તારાં આવાં કઠોર વચન પણ મને ઘણાં મીઠા લાગે છે! તારા ઉપર હું ઘણોજ પ્રસન્ન થયો છું, જેમ પુસ્પની સુગંધી લેવાને ભમર, પુસ્પ ઉપર ઘોંઘાટ કરી રહે છે, તેમ તારા મધુર સ્વર અને રૂપગુણ જોઇ તારી પાછળ માહારૂં ચિત્ત ભમી રહ્યું છે! માટે તારા અંગનો મારી સાથે સ્પર્શ થએથી મારૂં સર્વ રાજ્ય ને દાસ દાસી ચાકરો તથા ખજાનો વિગેરે સર્વ તારેજ સ્વાધીન થશે, માટે મારા અંગને તુ પોતેજ આવીને સ્પર્શ કર, અને તાહારા કોમળ અંગના શીતળ સુગંધે કરી મારૂં અંગ પાવન કર, અને મને કામાગ્નીએ દાઝેલાને તારા અંગ રૂપી શીતળ ચંદને કરી શાંતી પમાડ!

રસીક—અરે! દુષ્ટ, નીરલજ! તુ ક્ષત્રીવંશમાં ઉત્પન્ન થએલો છતાં તારા મુખમાંથી આવાં પાપ વચનો નીકળે છે તેથી તુ ચંડાળ કરતાં પણ ધીક્કારવા લાયક છે! તારી જીભના શાહસ્ત્ર કડકા કેમ નથી

થતા કે. જેથી તું આવું ભાષણ કરે છે, જા ની રલજ! માહારાથી વેગળો રહે, નહીતો; આ મારા પ્રાણ એક પલકમાં તને આપીશ. અને તેના પ્રાયશ્ચીતનો જુબાપ ઇશ્વરને ત્યાં તારે આપવો પડશે, અરે! તું પારકી સ્ત્રી ઉપર વીકાર દ્રષ્ટી કરે છે માટે તારૂ મુખ પણ જોવા લાયક નથી, જો તું કામાંધ થયો છે તો તારા નગરમાં ઘણી સ્વરૂપવાન કન્યાઓ છે. તેમાંથી પ્રસન્ન કરી તેની સાથે લગ્ન કર?

ક્રૂરસેન—મારા નગરમાં તો શું પણ આખી પ્રથ્વીમાં તારા જેવી સ્વરૂપવાન સ્ત્રી બીજી નથી ! એક કરોડ દીવા સામટા કરીએ તોપણ સુર્યના પ્રકાશની તુલના થાય નહી; તેમજ હે પ્રિય રસીકા તારી બરાબરી કરવાને દેવતાની સ્ત્રી પણ સમર્થ નથી માટે એકવાર તારા અંગનો સ્પર્શ થવા દે? જેથી મારો આખો જન્મ પવિત્ર થયો એમ હું સમજીશ

રસીકા—અરે દુષ્ટ ! દુરાત્મા! તારી ક્રૂરદ્રષ્ટી થઇ તેથી તારી ચક્ષો કેમ ફુટતી નથી, અને તારા અંગમાં પર સ્ત્રીના સ્પર્શની ઇચ્છા થઇ તેથી તું બળીને ભસ્મ કેમ થતો નથી, કે તારો આવો દુષ્ટ મનો વિકાર નાશ પામે.

ક્રૂરસેન—પ્રિય રસીકા તું આટલો બધો ક્રોધ શા માટે કરે છે, હું તને નમ્રતાથી કહું છુ કે, એકવાર મને તું આલીંગન દે પછી તુ કહીશ તેમ કર

વાને કબુલ છું.

રસીકા–અરે ચંડાળ ! અધમા અધમ ! પાપીષ્ટ તુ દુર જા. નહીતો આ કટાર વતે હું મારો પ્રાન કાહાડી નાંખીશ !!! આ તારાં વચનો સાંભળવા કરતાં મને મોત ભલુ લાગે છે પણ તાહારૂ મુખ ભલુ નથી લાગતું ! એમ કહી હાથમાં કટાર લે છે !!!

કુરસેન=(રસીકાના હાથમાંથી કટાર છીનવી લઇને] અરે મોય આ અયુક્ત કાર્ય શા માટે કરે છે ! તારા કામનસેન કરતાં મારો વૈભવ શું ઓછો છે અકલ્મત તેના કરતાં સઘળી વાતે હું ઘણો શક્તિવાનછું. તથાપી તુ મને ચાહાતી નથી, વારૂ હમણાં હું જાઉછું પણ તું તારા મનમાં વિચાર કરજે, કામસેન હવે જીવતો નથી અને તેની આશા તું મુકી દેજે એમ કહી જાય છે.

કુરસેન પોતાના મેહેલમાં જઇને પોતાની સ્ત્રીને શીખવી રશીકાની પાસે મોકલે છે.

કુરસેનની સ્ત્રી–બાઇ તમે ઉદાસ થઇને કેમ બેઠાં છો?

રસીકા–તારે મને પુછવાનું શું કારણછે? અને તુ કોણછે? અને અહિંયાં કેમ આવી છું?

કુ૦ સ્ત્રી–હું કુરસેનની સ્ત્રિછું અને હું તમારી પાસે આવી છું ! આવવાનું કારણ ફક્ત તમારા ભલાને માટેજ છે.

રસીકા—તારી મુખમુદ્રા ઉપરથીજ જણાઇ આવે છે

કે તું પતીનું કુટણપણું કરવા આવીછે માટે તું તારે રસ્તે પાછી ચાલી જા!

કુ૦ સ્ત્રી=બાઇ તમે એકદમ ગભરાઇને ઉતર વાળો છો તેમ ન કરતાં જરા મારી વાતતો સાંભળો હું તમને ફાયદો કરવાનેજ આવી છું!

રસીકા–તારી વાત સાંભળવાને હું જરા પણ ખુશી નથી, જેવો તારો પતી દુરાત્મા છે, તવી તું તેની સ્ત્રી માટે અહીયાંથી જલદી દુર જા.

કુ૦ સ્ત્રી.–અરે બાઇ આ સમો તાહારે ગુસ્સે થવાનો નથી અખબ તારો પતી નાશ પામ્યો, તેમ છતાં મારો પતી કરૂરસેન માહા બળવાન રીધીવાન અને રૂપ ગુણે શ્રેષ્ટ છે માટે હવે સર્વ સોચના મુકીને આ મારો અંગ્રેસર થા, રાજા કરૂરસેનની સ્ત્રી થવાથી હું વિગરે તારી દાશી પણ થઇ શું માટે પોતાના સુખ સારૂ મારૂ વચન માન્ય કર.

રસીક–કમજાત, નિર્લજ, એવું બોલતાં તને જરા પણ લજ્યા નથી આવતી, ધીક્કાર છે તુજને તારા જેવી દુષ્ટ સ્ત્રિઓ હોય તેજ પતિનું કુટણ પણું કરવા જાય છે, તું પારકી સ્ત્રીને ફસાવી પતિવ્રતાપણું ભંગ કરાવવાને આવીછેતો પછી પોતે કેવી પતીવ્રતાપણું જાળવતી હઇશ? ચાલ્ય દુષ્ટ તારૂ મુખ જોવાલાયક નથી તું માહારી પાસેથી જલદી ચાલી જા.

કુરસેનની સ્ત્રી–(મનમાં) અરે! મારો પતી કામાંધ થયો છે તેણે મને આ નિર્લજ કાર્ય કરવા મોકલી છે

પરંતુ આ કામ કરવાને હું બીલકુલ લાયક ન
થી!! અરે જો હું ના આવી હોત તો પતીનું વ
ચન અમાન્ય થાત. અને આવી તો મોટા પ્રા
યશ્ચીતમાં પડી, તેમજ મારા પિતાના કુળનેપ
ણ કલંક લાગ્યું !!! એવો પોતાના મનમાં શો
ચ કરીને (રસીકાને) બાઇ જે વચનો તને ક
હ્યાં તે કેવળ અયુક્ત અને ખોટાં છે તેની તું મ
ને ક્ષમા કર? જેવી રીતે તું પતિવ્રતા છે પતિ
નેજ ચાહુય છે, તેમ પતિવ્રતાપણું બજાવ હું
મારા પતિની આજ્ઞાથી તારી પાસે આવીછું! પણ
એ બધું અયુકત છે હું જે બોલી છું તેના અપ
રાધની તારી પાસે ક્ષમા માગું છુ !! તેથી મા
રી તકસીર માફ કરજે.

રસીકા–તારા બોલવા ઉપર મને જરા પણ ભરૂસો ન
થી; માટે તું મારી આગળ ઉભી રહે નહી.

દુરસેનની સ્ત્રી–બાઇ મારૂં બોલવું જરાપણ ભેદ ભરેલુ ન
થી હવેથી તુ મને પોતાની બેહેન પ્રમાણે જાણી
લે પ્રથમ બોલી તે ફક્ત પતિની દાક્ષતાને માટે પ
ણ મારૂં અંતઃકરણ જરા બગડેલું નથી હું
ઇશ્વર સાખે કહું છુ કે તું મારી બેન છે!!

રસીકા–તું જે કહે છે તે ખરા અંતઃકરણનુ હોય તો હું
તારો ઉપકાર માનીશ; પણ તેની ખાત્રી ક્યારે
થાય કે હરેક યુક્તિથી મને આ ઘોર દુઃખમાંથી
છોડાવે ત્યારે તો તારો ઉપકાર સંપુર્ણ માન્ય કરૂં?

અને પરમેશ્વર પણ તારૂં કલ્યાણ કરશે આ સ
મે હું માહ સંકટમાં પડેલી છું તે તારા પણ સ
મજવામાં છે માટે અહીંયાથી છોડાવવાનો ઉપા
ય કર?

ફરરૌનની સ્ત્રી—હમણાં તમે સમતા રાખો હુ હરેક યુક્તી
કરી તમને અહીંયાથી નસાડી મુકીસ, પણ જ
રા એક બે દીવસ ઢીલ થશે. પરંતુ એ કામહું
જરૂર કરવાની છું! તેની ચીંતા ન કરશો ને મ
ને અહીંયાં આવ્યા ઘણી વાર થઇ છે માટે હ
મણાં હું જાઉં છું,, અને આવતી કાલ જરૂર
આવીશ !! જાય છે.

રસીકા—(મનમાં) અરે! આ સ્ત્રી જેવું મોહોડે બોલે છે
તેવું શું એના મનમાં હશે; કદાપી મને ફસાવ
વાનેજ કપટથી બોલતી નહી હાય? વારૂ ઇશ્વરે
ધારયું હશે તે બનસે, પણ એ ઉતમ કુળમાં પે
દા થયેલી છે તેમજ હમાણાં એકદમ સરમાઇને
પોતના અપરાધની ક્ષમા માગી તેથી સાચી થા
ય ખરી ભલે હવે તો પરમેશ્વરનો આધાર છે
હાલે કેમ થાય છે.

## પ્રવેશ ૮ મો

સ્થળ ચોરની ઝુંપડી.

કામસેન, ચોર. તેનો સરદાર, અને એક સ્ત્રી

કામસેન—(એકલો ચોરની ઝુંપડીમાં) અરે મારી આવી
દશા કેમ થઇ? અહો! આ કર્મની કેવી વિચીત્ર

ગતી છે? સોનાના પલંગમાં પોઢનારો, લાખો મા
ણસોના ઉપર રાજ કરનારો, હું કામસેન, તે
આવા ભયંકર વનમાં ભીખારીની પેઠે આ ઝું
પડીમાં આવી પડ્યો છું, અરે! બધું દુઃખ હું સ
હન કરીશ, પણ માહારી માણ વલભા રસીકા
ના વીયોગનું દુઃખ માહારાથી સહન થવાનું ન
થી; અરે પાપીષ્ટ દુરાત્મા કૃરશીને મારી રસીકા
ના કેવા હાલ કીધા હશે? શું તે જીવતી હશે કે
નહીં? અરે અહીંયા તેની ખબર ક્યાથી મળે!

ઇત્યાદિક સોચના કરે છે એટલામાં:-

કોઇસ્ત્રી-અરે! ભાગ્યશાળી પુરૂષ અહીંયાંથી જલદી ઉઠ,

કામસેન—(ઊંચુ જોઇને) તુ કોની સ્ત્રી છે અને અહીં
યાં એકદમ કેમ આવી છે?

સ્ત્રી—હું કોણ છું, શુ છે, તે વાત હમાણાં પુછવાનો સ
મય નથી, જો પોતાનો જીવ બચાવવો હોય તો
ઉઠ જલદી મારી સાથે ચાલ, જરા પણ વારલ
ગાડવાનુ કામ નથી?

કામસેન-અરે તું મને ફસાવવા તો નથી આવી? તારૂં
કહેવુ ખરૂ છે એવી ખાતરી કેમ થાય?

સ્ત્રી—હમાણાં વાત કરવાનો વખત નથી, જે વખત જાય છે,
તે તમને અને મને બંનેને ગેરફાયદો કરતો છે
માટે હમાણાં તુ મારી સાથે ચાલ; સમય આવે
મારી ખાત્રી કરજે, હમણાં વધારે ઢીલ થશે તો
તારો ને મારો બંનેનો જીવ જશે!

કામસેન-એતો ઠીક પણ મારો મિત્ર સુરસેન ક્યાં ગયો ? અને તેને એકલો મુકીને હું કેમ આવું?

સ્ત્રી-તેની તમારે ચિંતા કરવી નહીં અમે પહેલાથી બ દોબસ્ત કરી રાખ્યો છે. માટે તમે અહીંયાંથી જલદી ચાલો નહી તો હમણાં પેલા ચોર લો ક આવી પોહોંચશે;

પેલી શાહુકારની સ્ત્રી અને કામસેન બંને જ ણ ચોરની ઝુંપડીમાંહેથી નીકળીને ચાલતાં થયાં થોડી વાર પછી ચોર અને તેનો સરદાર ઝુંપડી પાશે આવીને જુએ છે તો કામસેનને અંદર દી ઠો નહી એટલે:-

સરદાર-(ચોતરફ) અલ્યા દુષ્ટ તારો બાપ ક્યાં ગયો?

ચોર-આપણ એતો પેલી કોટડીમાં હતો અને તેની પાસે હજારોનો માલ પણ હતો હાય હાય આ શું?

સરદાર-(હાથમાં લાકડી લઇ સામી ઉગામી મારવા જા ય છે) અહુ મેહેનતે ઘણાં દીવશની ભુખ ભાગે એવો માલ મળ્યો હતો તે ખોઇ બેઠો (કપાળ ઉપર હાથ દઇને) જેનુ નશીબ ફુટેલુ હોય તેના હાથમાં આવ્યો લાડુ પણ ધુળમાં પડે છે અરે મુ રખ જોતો ખરો પેલી કોટડીમાં સંતાયો તોનથી!!

ચોર-શું જોઉ મારૂ કપાળ એતો ક્યારનો સટી ગયો, મે તમને નહોતુ કહ્યું કે તમે જલદી ચાલો ન હી તો કાંઇ નવા જુની થશે, હવે તો પો કો મુકીને રડો!!

સરદાર–વારૂ પણ તેનો મિત્ર પેલી કોડીમાં રાખ્યો છે તેને બાંધીને મારી પાસે લઇ આવ્ય?

ચોર–જ્યાં સુરસેન કોટડીમાં રહયો છે ત્યાં ચોરે તેની પાસે જઇને તેના હાથ બાંધીને પોતાના સરદારની પાશે લાવ્યો તે વારે સુરસેનને સરદાર ગુસો કરી કહેવા લાગ્યો.

સરદાર–(હાથમાં તરવાર લઇને) બોલ સાચુ નહીતર આ તરવાર તારા માથામાં ઝપાટીશ પેલી સ્રીને તારો મીત્ર બે કયા ગયાં બતાવ્ય? કરાંજીને ઘાંટો કાહાડી બતાવ્ય દુષ્ટ નહી તો મારૂં છુ !!!

સુરસેન–ભાઇ હુ અને મારો મિત્ર પ્રથમથીજ જુદી કોટડીઓમાં સુતા હતા ત પછી અમે બંને ભેગા થયાજ નથી, અરે! હાય હાય તે નથી બચીતત મે તેનુ કાટલુ કરીને મને ખોટી રીતે ભરમાવા આવ્યા છો. હુ તો કાંઇ પણ જાણતો નથી તે કયાં ગયા ને શુ થયુ !!!

સરદાર–પાકો ઠગ દેખાય છે, ઉલટો અમારેજ ગળે પડે છે પણ તેનો પતો મેળવી આપ્યા શીવાય તારો છુટકો થવાનો નથી જોઇ છે આ તરવાર, નહી તો સાચે સાચુ કહી દે હું તને એકલાને મુકી દઇશ.?

સુરશેન-તારી ખુશી આવે તેમ કર મેતો જે હતુ તે કહ્યું તેમની બાબત મને કાંઇ પણ ખબર નથી એનુ સત્ય માનજે તેમના જવાથી હું પણ દુ

ખી થાઉં છું.

સરદાર—(ચોરને) આને લઇ જા પેલી કોટડીમાં કેદ ક રીને રાખ્યા! જ્યારે એ ખરે ખરૂ બતાવે ત્યારે જ છોડજે નહી તો પછી એનું માંથુ કાપી નાં ખજે. ! ! !

ચોર—બહુ હાર બાપજી પેલી કોટડીમાં લઇ જઇને હાથ પગ બાંધીને અંદર ગુમડી પછી કોટડાએ તાળું દઇશ એમ કહી સુરસેનને કોટડીમાં લઇ જાય છે:—

---

પ્રવેશ ૯ મો.

(સ્થળ જંગલ તથા શલ્યાસુરની ગુફા)

માધવસેન અને ભુતો તથા સલ્યાસુર.

તથા માલતી વિગરે.

માલતીને જંગલમાં ઉભી રાખી, માધવશેન ઘો ડો લેવા ગયો, એટલાંમાં રાક્ષસ માલતીનું હરણ કરી તેને પરવત ઉપર ગુફામાં લઇ ગયો ત્યાં તેને ઘણું દુઃખ દેવા લાગ્યો, અને કહે જે તું માહારી સાથે આલીગન દે, નહીતો તને રીબા વી રીબાવીને મારી નાંખીશ! રાક્ષનું કેહેવુ સાં ભળીને માલતી પોતાનુ શીળ જાળવવા માટે દુખ સહન કરે છે પણ શીળ મુકતી નથી.

જંગલમાં માધવસેન ઘોડો લઇને આવ્યા પછી આમ તેમ જુએ છે અને માલતીને દીઠી નહી

તેંવારે અપસોસ થઇને:—

માધવસેન–તમામ જંગલમાં ચારે તરફ ફરીને જોઇ ને પણ માલતી દખાતી નથી, અરે–દૈવ આતે કેવી વાત! હમણાંજ હુ ઘોડાને લેવા ગયો એટલીવાર માં બીચારી અબળાને કોણ લઇ ગયુ? શું તેને વાઘતો નહી-લઇ ગયો હોય, કિંવા કોઇ ભુત લઇ ગયું હશે? કેમ થયું, હવે તેનો મેળાપ કેમ થાય, અને તેના દુ:ખનું નિવારણ પણ કેમ થાય, ઇત્યાદિક સોચ કરતાં પેલા ભુતે આપેલા વાળ ઇયાદ આવ્યા! તેજ વખત તેને અગ્ની ઉપર રાખ્યા કે તુરત ભુત આવીને પ્રગટ થયો!

ભુત–હે રાજ્ય કુંવર તમે મને કેમ સંભારયો છે અને શું કામ છે, જે હોય તે ફરમાવો?

માધવસેન–આ વખત મારૂ કામ અગત્યનુ હોવાથી મેં તને યાદ કીધો છે માટે એ કામ કીધાથી હુ તાહારો ઉપકાર માનીશ!!

ભુત–તમારૂં જે કામ હોય તે મને આજ્ઞા કરો, હું તે કરવાને તૈયાર છું? મે તમને પ્રથમથીજ વચન આપેલુ છે, માટે નીશંકપણે આપને જે કામ હોય તે ફરમાવો?

માધવશેન–કેટલાક દિવશથી હું આ જંગલમાં ફરતો હતો તેવામાં એક દીવશ રાત્રીને સમે એક સુરૂપવાન સ્રીને મેં દીઠી ત્યારે તેની પાશે જઇ પુછ્યું કે તું કોણ છે; સ્રીએ કહ્યુ રાજ્ય કંન્યા છુ અ

ન માગ સાથથી વીછુટી પડી છું વળી હમાણાં મને થાક ઘણો લ.ગ્યો છે માટે મારાથી ચાલી શકાય તેમ નથી હું આ જંગલ પસાર કરવાને ઘણી અશક્ત છું માટે મને અહીયાંથી વસ્તીમાં પોહચાડો તો તમારો મોટો ઉપકાર માનીશ, ઇત્યાદિક તેના લાચારીના વચન સાંભળીને મને દયા આવી તે વારે હું જંગલમાં મારો ઘોડો ચરતો હતો તેને લેવા ગયો, થેડી વારમાં ઘોડો લઇને આવ્યો; ત્યાં આવી જોયું તો સ્ત્રીને દીઠી નહી આખુ જંગલ હું જોઇને થાકયો પણ તે સ્ત્રી નો પતો કયાંએ લાગતો નથી, માટે તને યાદ કીધો છે, હવે તે સ્ત્રી કયાં છે, અથવા તેને કોણ હરી ગયું છે તેની મને ખાતરી કરી આપ:

ભુત—મને તે સ્ત્રીની બધી ખબર છે, પણ તે માહાજોરાવર અને વિદ્યા વાળાના હાથમાં છે, હીમાલય પર્વત ઉપર એક ગુફામાં સહ્યાસુર નામનો મહા બળવાન એક રાક્ષસ રહેછે તેને એ સ્ત્રીનુ હરણ કીધુ છે, પરંતુ એને જીતવો ઘણો મુશકેલ છે કારણ તે એની પાસે વિદ્યાઓનુ બળ ઘણુ છે તેથી પોતાના સઘળા દુશ્મનોનો નાશ કરવાને તે શક્તિવાન છે!

મા બ્રહ્મસેન—તારી વાત સાંભળીને હું ખુશી થાઉ છુ પણ જરા દીલગીરી એટલીજ છે કે ત્યાં જવાને મારી શકતી નથી પરંતુ વિદ્યા અને શકતીથીભ

રબુર છે માટે માહારા ઉપર મેહેરબાની કરી તે દુષ્ટને જીતવાની યુક્તી મને બતાવ આ કામ થએથી હું તારો મોટો ઉપકાર માનીશ.

ભુત = હે રાજકુંવર તે મને વચને કરી બાંધી લીધો છે માટે તાહારૂ કામ કિધા વીના મારો છુટકો નથી પણ આ વખત તે રાક્ષસના જાણવામાં આવશે તો મારા ઉપર ઘણો ખેદ રાખશે માટે બીજો ઉપય તુ પોતેજ શોધી કાહાડે તો ઠીક?

માધવસેન—મારા પોતાના અંગબળ અને હિંમત શિવાય મારી પાસે બીજો કાંઇ પણ ઇલાજ નથી અને હવે જે વખત જાય છે તે કેવળ ગેર ફાયદો થવાનું કારણ છે માટે તારૂ વચન સત્ય કરવાને આ વખત આવેલો છે, અને આટલું કામ નહી કરે તો તાહારૂ વચન વ્યર્થ જશે?

ભુત = મારૂ વચન કદી પણ વ્યર્થ જવા દેનાર નથી, ચાલ હુજ તારી સાથે આવીને તે દુષ્ટને મારવાનો ઉપાય બતાવુ છુ!!

માધવસેનને ભુતે એક લકડી મંત્રીને આપી તે હાથમાં લેઇને ભુત અને માધવશેન બને રાક્ષસની ગુફા પાસે ગયા.

ભુત = આ લાકડી લઇ (કીલ્લા સામે હાથ કરીને) પેલા કીલ્લાની ઉપર ફેરવો એટલે તરત તે પડી જશે. પછી બીજો કીલ્લો આવશે, તેની ઉર પણ લાકડી ફેરવજો, એમ સાત કીલ્લા આવશે તે સાતે ઉપ

ર લાકડી ફેરવવાથી પડી જશે, પછી ગુફાનુ બા રણુ દેખાશે ત્યાં એક પોપટનું પાંજરૂ લટકાવેલુ હશે, તે લઇને તેમાંથી પોપટને કાહડી લઇ તમારી પાસે રાખજો, પોપટને લેતી વખત સહ્યાસુરના રક્ષપાળકો તમને દુખ દેવા આવશે તે કોઇ શીહના રૂપે અને કોઇ સર્પના રૂપે બનીને આવશે ! તે વખત આ લાકડી તેમને મારશો કે તુરત જમીન ઉપર પડશે! તેવાર પછી શલાસુર રાક્ષસ પોતે તમારી સામે આવશે, ઘણુ જોર કરશે તથાપી જરા પણ ડર નહી રાખતાં તેના દેખતાં પોપટને મારી નાંખજો, એટલે તે રાક્ષસ તુરત મરી જસે ! ભુતનું કેહેવું સાંભળીને હાથમાં તે લાકડી લેઇ માધવસેન ગુફાના કીલા પાસે ગયો.

માધવસેન=કીલાની દિવાલ ઉપર લાકડી ફેરવી કે તુરત ખરર થઇને કીલો તુટી પડયો ! એમ સાત કીલાને લાકડી ફેરવી કે સાતે તુટી પડયા ! એટલે ગુફાના બારણા નજીક પોહોંચ્યો ત્યાં જઇ ઉચુ જુવે છે તો, એક પોપટનું પાંજરૂ જોઇ તેને લેવા જાય છે.

શીહ=ડુરાડા મારતો માધવસેનના સામો આવીને (મનુષ્યની ભાષાએ બોલવા લગ્યો) અરે ! રાંક જાત મનુષ્ય તું અહીંયાં ક્યાંથી અને શી રીતે આવ્યો ? હવે તને જીવતો જવા દેનાર નથી !

કહા ફાળ ભરતા સામો આવ્યો.

માધવસેન—એકદમ ફલંગ મારીને પેલી લાકડી સીંહના કપાળમાં લગાવી કે તુરત જમીન ઉપર પડયો!!

સર્પ—લાલચોળ આંખો કરીને કાળો ભમર જેવો જીભ લળકાવતો સામો આવી માધવશેનને ડંખ મારવા જાય છે:—

માધવસેન—સર્પને પણ લાકડી લગાવીકે તુરત ચકચુર થઇને જમીન ઉપર પડયો એટલે પોપટનું પાંજરૂ હાથમાં લીધું કે તુરત શાલ્યાસુર સામો આવી યુદ્ધ કરવા લાગ્યો.

સાલ્યાસુર=અરે દુષ્ટ મનુષ્ય તેં મારા પોપટને લીધો છે પણ જો તેને જરા હાથ લગાડયો કે હું તને આ ખોને આખો ગળી જઇશ માટે જો જીવવાની ઇચ્છા હોય તો પોપટને છોડી દે.

માધવસેન—અરે પાપી! તું મને શું કરવાનો છે હવે તો તારીજ આવી બની છે!

સાલ્યાસુર—તારૂં ભુજાબળ મારી આગળ શી ગણતીમાં છે વળી મારી વિદ્યા આગળ તો કોઇનુ પણ ચાલી શકવાનું નથી!

માધવસેન—અરે દુષ્ટ પારકી સ્ત્રીઓ, નીરઅપરાધી અબળાઓનું બળાત્કારે હરણ કરરી તેમને દુખ ના દેનાર તારૂ કદી પણ ભલું થનાર નથી ને તારી વિદ્યા પણ ચાલનાર નથી.

સાલ્યાસુર—(ઘણોજ ક્રોધમાં આવીને) આલ્ય દુષ્ટ મારી સા

મો ! એમ કહી તરવાર ઉગામે છે.

માધવસેન—પ્રથમ તેનીજ માફક તરવાર ઉગામીને થોડી વાર પટ્ટા ખેલીને પછી પોપટને મસળી નાંખ્યો કે શષ્ટ્યાસુર ચીસ પાડીને જમીન ઉપર પડ્યો, ( મરી ગયો ) !!

સષ્ટ્યાસુરના પડ્યા પછી ભુત માધવસેનની પાસે આવી કહેવા લગ્યો કે, હું હવે રજા માગું છું વળી પણ કામ પડે તો સંભારજો. એવું સાંભળી માધવસેન ભુતને પુછવા લાગ્યો કે તુ જવા માગે છે તે વ્યાજબી છે પણ જેને માટે આટલો બધો પ્રયાસ લીધો તે માલતી ક્યાં હશે ત્યારે ભુતે કહ્યું કે ( સામો હાથ કરીને ) પેલી ગુફામાં છે ત્યાં જઈને તેને તું મળ એમ કહી માધવસેનની રજા લઈને ભુત અદ્રશ થયો, માધવસેને ભુતનો ઘણો ઉપકાર માન્યો પછી માલતીની પાસે જવા જાય છે એટલામાં માલતી પણ માધવસેનનો સ્વર સાંભળીને સામી આવી બનેજણ પરસ્પર એક બીજાને સામ સામી ઓળખીને મળ્યાં.

માલતી—અહા! આ કેવો આણંદનો દિવસ આવ્યો ? પ્રીય માધવસેન આ તારો ઉપકાર હું ક્યાં વાળી શકીશ આવા મોહા ભયંકર દુઃખમાંથી છોડાવવાને કોઇપણ બળવાન ન થાય તે જગાએ આવી મને તમે જીવતદાન દીધું એટલુંજ નહી પણ મારૂં શીળ પણ તારા આવે સચવાયું હું વધા

કે શુ કહું આપ મારા પોતાના જીવથી પણ વધારે પ્રીય થયા છો તેમજ હું આ જેન્માંતર આપની દાશી તુલ્ય થઇ ચુકી છુ!!

માધવસેન—હમણાં તું ધીરજ રાખ, પણ તારી હકીકત જાણવાની મારી ઇચ્છા છે તે કહે? જ્યારે હું તને જંગલમાં ઉભી રાખી ઘોડા લેવા ગયો ત્યાર પછી શી હકીકત બની?

માલતી—આપ મને ઉભી રાખીને ઘોડો લેવા ગયા, તેવારે થોડીજ વારમાં અચાનક એક રાક્ષસે ત્યાં આવી મને અધ્ધર ઉઠાવી લીધી, મેં ઘણી બુમ પોકારી ત્યારે તેણે વિદ્યાના બળે મને નીદ્રા મુકી જ્યારે પર્વતની ગુફામાં લાવીને મુકી ત્યાં સુધી મને કાંઇ ખબર નથી પણ તે પછી તેણે પોતાની વિદ્યા સમેટીને મને જાગ્રત કરી કેહેવા લાગ્યો કે, તું મારી સ્ત્રી થા ઇત્યાદિક ઘણો ભય બતાવવા લાગ્યો કે જો તું નહી માને તો બળાત્કારે તાહારો ઉપભોગ લઇશ! અગર તને રીબાવી રીબાવીને મારીશ! તો પણ મેં તેનું વચન જરા પણ માન્ય કીધું નહી!! છેવટ આપ આવી પોહોચ્યા તેથી મારૂં સંપુર્ણ રક્ષણ થયું, પણ જેમ મારૂં રક્ષણ કરી જીવાડી તેમ મારી પ્રીય બેહેન રસીકાની કાંઇ ખબર પડી કે, તેની શી અવસ્થા થઇ છે!

માધવસેન—પાપી ક્રુરસેન તેને કેદ કીધી છે એવી ખ-

બર મને મળી હતી તે પછી તેની તરફની બી
જી કાંઇ પણ ખુબરી મળી નથી, પણ ઘણુ કરી
ને તે ક્રૂરશેનને ત્યાંજ હશે, તેને છોડાવવાને
હાલ બનવું કઠણ છે કેમકે તે પાપીષ્ટની પાસે
હાલ સૈન્યાનુ જોર જાસ્તી છે, માટે એની બરાબ
ર હું પણ લશ્કર મેળવવાને પ્રયત્ન કરીશ
પરંતુ તે શીઘ્ર બનવું કઠણ છે, હમણાં તારા પી
તાને ત્યાં જઇને લશ્કરની ગોઠવણ કરીએ?

માલતી=મારા પીતાની પાસે જવાની કાંઇ જરૂર નથી
લશ્કર તૈયાર કરવામાં નાણાંનુ કામ છે નાણુ હો
ય તો બધુ બની શકશે માટે ચાલો આ રાક્ષસ
ની ગુફામાં બેસુમાર નાણુ ભરેલુ છે તે લઇને આ
પણે લશ્કર તઇયાર કરીએ.

માલતી અને માધવશેન રાક્ષસની ગુફામાં જઇ ધન લઇને મોહોટી સૈન્યા ઉભી કેરવાની ગોઠવણ કરે છે,

---

## પ્રવેશ ૧૦ મો

(સ્થળ ક્રૂરશેનનો મેહેલ)

રસીકા, ક્રૂરશેન અને તેની સ્ત્રી તથા દાશી.

કામસેન ઉપર ચડહાઇ કરી. તેને હરાવીને ક્રૂ
રશેને રસીકાને કબજે કરી પોતાના મેહેલમાં લા
વીને રાખી છે! ત્યાં તેને ઘણીક રીતે કાલાંવા
લાં કરી સમજાવી તોપણ તેણે તે પાપીષ્ટનુ કુ

ખ જોવાની પણ ઇચ્છા કરી નહીપછી કુરશેને રસીકાને સમજાવવાને પોતાની સ્ત્રીને તેની પાશ મોકલી તેણીએ રસીકાને ઘણી સમજાવી ત્યારે છેવટ રસીકાએ તેને ધીક્કાર કરી નીભ્રંછના કરી ને કાહાડી કરૂરશેનની સ્ત્રી સુજાત હોવાથી પોતાનો અને પોતાના પતીનો દોષ સમજી રસીકાને નસાડી મુકવા વચન આપ્યું કે હું આવતે કાલ તને અહીથી નસાડીશ.

કુરશેનની સ્ત્રી–(રસીકાની પાશે આવીને) મેં તમને વચન આપેલું છે અને મારા પતીએ તો હરેક રીતે તમને ફસાવવાને માટે મને મોકલી છે?

રસીકા–અરે હજુ મારા દુઃખનો અંત આવ્યો નહી ઓ ઇશ્વર હવે તો મને મોતને શરણ કર!!! બાઇ તમારો કાંઇ દોષ નથી પણ મારા કર્મમાં હજુ દુઃખ લખેલું છે, પરંતુ તમે તમારૂ પોતાનુ વચન વ્યર્થ કરશો તો ખચીત મારો જીવ જશે.

કુરસેનની સ્ત્રી=તમે જરો પણ ગભરાશો નહી હરેક રીતે હું મારૂ વચન પાળીશ!!

રસીકા=બાઇ મને આ સંકટમાંથી છોડાવશો તો હુ તમારો ઉપકાર કદી પણ ભુલનાર નથી, (એમ કહી તેને પગે પડે છે.)

કુરસેનની સ્ત્રી–બાઇ આટલી બધી લચારી કરવાની કાંઇ જરૂર નથી? મેં તમને વચન આપ્યુ છે ને કદી ખોટું કરવાનું નથી તમે જરાવાર ધીરજ

રાખો હું તમારે માટે પુરૂષને પોશાક લઇ આવુ એમ કહી પોશાક લેવા જાય છે.

રસીકા—અરે આતે મોહોડે બોલે છે ત પજાશો કે? કાંઇ કપટ કરશો રખેને એના પતીને તેડીને મારી પાસે લાવે, અરે! હવે કેમ કરૂ? આ દુષ્ટ દુઃખ સહન કરવાથી મરવુ એજ ભલુ છે, પરંતુ આત્મઘાત કરવાથી મોટુ પાપ છે તોપણ હવે તેમ કીધા વિના છુટકો નથી!!! ઇત્યાદિક સોચના કરેછે

ફૈરશોનની સ્ત્રી—બાઇ તમે આટલી બધી અધીર અને શોક શા માટે કરો છો તમારે માટે હું પુરૂશનો પેશાક લાવી છુ તે પેહેરો! અને આ મારી દાશી તમારી સાથે મોકલુ છુ, તે તમારી ચાકરી કરશે!! એમ કહી રસીકાને પુરૂષનો પોશાક પેહેરાવી તેની સાથે દાશીને સોંપી ચુપકીથી નસાડી મુકે છે!

રસીકા—(જતી વખત) બાઇ આ તમારો ઉપકાર કદી પણ ભુલી જવાની નથી, તમે તમારૂ વચન સત્ય કીધું પણ માહારા ઉપર ઘણોજ ઉપકાર થયો છે પણ હવે આપણે ક્યારે ભેગાં થઇ શુ?

ફૈરશોનની સ્ત્રી—જ્યારે ઇશ્વરની કૃપા થશે ત્યારે મળીશુ પણ હમેશ મન ભુલી જશો નહી? અને રસ્તામાં ખુબ હુશીયારીથી ચાલજો જો ઇશ્વર કૃપા થશે તો ખચીત તમારો સ્વામી તમને મળશે એમ કહી જુદાં પડે છે.

ક્રૂરસેન—(પોતાની સ્ત્રીની સામે) અરે તને કયારની અહીયાં મોકલી છે. પણ હજુ કાંઇ કામ થયું નહી! ચાલ દુષ્ટા હુ મારે હાથેજ તેને મનાવું છુ! એમ કહી ચારે તરફ જુવે છે તો રસીકાને દીઠી નહી (ત્યારે પોતાની સ્ત્રી ઉપર ઘણોજ ગુસ્સો કરીને) અરે દુષ્ટા આ શો ગજબ મે ઘણી મેહેનત કરીને જે સ્ત્રી રત્ન મેળવ્યું હતુ તેને તેં કયાં સંતાડી, અરે તુ મને જલદી બતાવ્ય? નહીતો હમણાં તારૂ મસ્તક ધડ ઉપરથી જુદું કરૂ છુ એમ કહી તરવાર ઉગામે છે.

ક્રૂરસેનની સ્ત્રી=પ્રાણનાથ આટલો બધો કોપ મુજ અબળા ઉપર કરવો ઘટતો નથી મેં જે કામ કીધુછે તે તમારા ભલાને માટેજ કર્યુંછે.

ક્રૂરસેન—આ ચંડાળ સ્ત્રી કેવી ખરાબ છે? મારૂ અમુલ્ય રતન ખોઇને ઉલટી મારૂ ભલુ કીધુ બતાવે છે? અરે! દુષ્ટા એમાં તેં તે શુ ભલુ કીધુ!!

ક્રૂરસેનની સ્ત્રી—પ્રાણનાથ પારકી સ્ત્રીનું હરણ કરવું તે હળાહળ ઝેર પીવાની બરાબર છે જેઓએ પારકી સ્ત્રીનુ હરણ કીધું તે માહા વિપતીને પામ્યાછે માટે મેં આપણાં ઘરમાંથી એક બલા કાહાડવા રૂપે તેને મે નસાડી મુકી નહી તો મહા અનર્થ પેદા થયા વિના રેહેત નહી જેના ઘરમાં પારકી સ્ત્રીનુ રૂદન છે તેને કેઇ કાળે પણ કલ્યાણ નથી, માટેજ મે એ કામ કીધુ છે.

કુરસેન—અરે ચંડાળી સ્ત્રી તેં આ એક યુક્તિ બનાવી ને મને ફસાવવાનો ઉપાય કીધો છે! પણ હું હવે તું મારા ઘરમાંથી નીકળી તારૂં કાળું મુખ મને બતાવીશ નહીં!!

કુરસેનની સ્ત્રી—પ્રાણનાથ સ્ત્રીઓને, પતિવીના કોઇનું સરણું નથી માટે હું કયાં જાઉં, મારો કે જીવાડો તો તમારૂંજ સરણું છે જગતમાં સ્ત્રીઓને સંપુરણઆધાર પોતાના સ્વામીનોજ છે ને બીજો ઇશ્વરનો તે વીના કાંઇ પણ આધાર નથી,

કુરસેન—જો તને જીવવાની અને મારા ઘરમાં રેહેવાનીઇચ્છા હોય તો મને રસીકા બતાવ્ય?

કુરસેનની સ્ત્રી—પ્રાણનાથ એક વખત કહ્યું કે તેતો ગઇ અને હવે તેનો ખ્યાલ આપે છોડી દેવો એમાં જ સાર છે?

કુરસેન—ચાલ રંડો (એમ કહી) તેને તરવાર મારવા જાય છે અને તેની સ્ત્રી પગે પડે છે (તે વારે ક્રોધ્ર કરી) ને (સીપાઇઓતરફ) અરે તમે ચાર દીશા તરફ જલદી દોડો; આ ચંડાળ સ્ત્રીએ રસીકાનેન સાડી મુકી છે માટે તે અને કામસેન પકડાયાં હોય ત્યાંથી બાંધી લાવો, આ વખત મારૂં નીમક હલાલ કરનાર હોય તે જલદી ચડાઇ કરો, સીપાઇઓ. રસીકાને પકડવા ચારે દિશા તરફ જાય છે.

કુરસેનની સ્ત્રી—પ્રાણનાથ ગમે તો તરવારથી મારૂં મસ્તક છેદી નાંખો! ગમે તો અગ્નિમાં બાળી નાંખો!

ચાહ તો શીખાવીને મારો પણ હું સત્ય કહું છુ કે એ સ્ત્રીની કેડ લીધાથી આપનુ કલ્યાણ થવાનુ નથી પ્રાણનાથ આપના મનમાં જે વસ્તુ મીય છે તે મને પણ પ્રીય થાય પરંતુ જે વસ્તુથી આપણા કુળનાક્ષય થાય તે વસ્તુને આપ પ્રીય કરી માનો છો માટે મુજ દાશીનુ કહ્યુ માનોતો આપનુ કલ્યાણ થાય; નહી તો મને આગળઉપર સંભાળશો કે, સ્ત્રીનુ કહુવુ ખરૂ થયું!

ુ સેન—પોતાની સ્ત્રી ઉપર ગુસો કરી તેને ધીક્કારીને પોતે ચાલતો થયો.

કુરસેનના સિપાઇઓ જે રસીકાને પકડવા ગયા હતા તેવોએ એક જંગલમાં રસીકાને પુરૂષના વેષે દીઠી તેવીજ તેને અને તેની દાશીને પકડવા લાગ્યા.

રસીકા—અરે ભાઇઓ તમે અમને સ્યા માટે સતાવોછો અમે અમારાં રસ્તે ચાલ્યાં જઇએછીએ તેમાંત મારૂ શું બગાડ્યું છે કે અમારા સામા ધશીને આવો છો?

સીપાંઇ—અમારૂ તો નહી પણ અમારા રાજાનુ ધારેલુ કામ બગાડીને તમે અહીંયા આવ્યા છો માટે હવે છોડવાના નથી.

રસીકા—અમે કોઇનુ બગાડ્યું નથી?

સીપાઇ—ચાલ સીધી રીતે નહી તો ચાબખા ફટાકી દઇશ હવે તને છોડનાર નથી!

રસીકા—અરે ભાઇ એમ ગરીબ માણસો અમે અમા
રે રસ્તે ચાલ્યા જઇએછીએ તેને ના હક દુઃખ
શા માટે આપે છે? એમ કહી ચાલવા જાય છે:-
જમાદાર-ક્યારનો ઉકર શું કરવા કરે છે, હવે વખત
જાય છે માટે બંનેને બાંધી લો. સીપાઇ બંને
નાં હાથ બાંધે છે.

આ વખત તેજ જંગલમાં ફરતો ફરતો કામસે
ન પણ ત્યાંજ આવી પોતો તેણે આ બંનેને
બાંધતાં જોયાં એટલે:-

કામસેન-અલ્યા સિપાઇઓ આ માણસોએ તમારો શો
ગુનો કીધો છે કે, તમે તેમને બાંધો છો?
સીપાઇ—ચાલ તું કોણ અમને પુછનાર છે, તું તારે ર
સ્તે ચાલ્યો જા, નહી તો તારી પણ એજ
અવસ્થા થશે!
કામસેન-અલ્યા કમનસીબો તેને છોડી મુકો નહીતોહું
મણાં માહારા હાથનો સ્વાદ ચાખશો?
સીપાઇ—ચાલ્યો જા ચાલ્યો, નહી તો વગર મોતે મરી
શ એમ કહી રસીકાને તથા દાસીને આગળ
કરી ચાલે છે.
કામસેન-જરા ઉભા રહો માહારા હાથનો સ્વાદ ચાખો
દુષ્ટો નીર અપરાધી માણસોને શા માટે બાંધીને
લઇ જાઓ છો. એમ કહી સામું હથીઆર મારેછે?

કામસેન અને સીપાઇઓ વચ્ચે મારા મારીથ
ઇ કેટલાએક સીપાઇઓ ઘાયલ થયા. તથાપી ઘ

ણાંની આગળ કામશેન થાકી ગયા તથા તેનેપણ રસીકાની સાથે કેદ કરી ને કુરૂરશેનની પાશે લઇ જાય છે ત્યારે રસ્તામાં કામશેન અને રસીકાને સીપાઇઓએ ઓળખ્યા તેથી સખત જાપતો રાખીકુરૂરશેનના દરબારમાં લઇ ગયા!!!

## પ્રવેશ ૧૧ મો

(સ્થળ કૃરશેનનો દરબાર.)

કૃરસેન, રસીકા, કામશેન, અને સીપાઇયો વિગરે

કૃરસેન—અરે કેટલાક દિવશ થયા તોપણ રસીકાની કાંઇ ખબર મળી નહીં. જે શીપાઇઓ તેને ખોળવા ગયા છે તે પણ હજુ આવ્યા નહી. અરે મહારૂં ભાગ્ય હીણ થયુ કે શુ? અરે! પ્યારી રસીકા હું તારા ગળામાં હાથ નાંખી તારો ઉપભોગ ક્યારે લઇશ, અહો: એ રત્ન મને ક્યારે મળશે ઇત્યાદિક સોચના કરે છે (એટલામાં)

જમાદાર—માહારાજ આપ આટલો બધો શોક શા માટે કરો છો? જે ચીજ આપને પીયકારી છે અને જેને માટે આપ સોચ કરો છો તેને અમે પકડી લાવ્યા છીએ, અને વળી રસીકાની સાથે કામસેનને પણ કેદ કરી લાવ્યા છીએ. માટે આપનો હુકમ હોય તે રીતે તેઓને હાજર કરીએ.

કૃરસેન-સીપાઇઓ તે પ્રિય રસીકાને એકદમ છુટી કરીને માહારી પાસે લાવો અને દુષ્ટ કામસેનને ખુબ સક્ત બાંધીને લાવો?

સીપાઈ—કામશેન અને રસીકાને લઇને) માહારાજ આ બંને જણને લાવ્યો છું.

ક્રુરશેન—(કામસેન તરફ જોઇને) અરે ચંડાળ, તેં મને ઘણો પ્રાયસ દીધો છે, તથાપી જો હજી જીવવાની આશા હોય તો ખુશીની સાથે આ રસીકા મને અરપણ કરી દે તો તારૂ રાજ્ય સુખેથી ભોગવ્ય અને વળી તું કેહેતો માહારા શેહેરમાંથી તને બીજી કન્યા પરણાવુ?

કામશેન—અરે ચંડાળ! અધમા અધમ તારી જીભ કુંઠી નથી પડતી કે જેથી આવું પાપ વચન બોલેછે જો હમણાં મારા હાથ બંધનમાં નહી હોત તો તાહારૂ મસ્તક જમીન ઉપર પડયા વિના રેહેતુ નહી, દુષ્ટ તું પારકી સ્ત્રીના અભિલાષથી નરકમાં જવાનો છે.

ક્રુરસેન—(સીપાઈઓને) આ દુષ્ટ હજુ માનતો નથી માટે એને જલદી વધ ભુમીમાં લઇ જઇ ગરદન મારો, એમ કહી રસીકાને વળગવા જાય છે.

કામસેન—અરે ચંડાળ આ વખત મને કબજે પડેલો જોઇને તું નીચ ખુશી કરે છે; અને મારી પ્રાણપ્રીયાને સતાવે છે, પણ જો રાજ્ય ક્ષત્રી બી હોય તો મને છુટો મુકી જો, પછી તારા કાળા કર્મનો બદલો તને હમણાંજ આપુ!

ક્રુરશેન=(સીપાઈઓને) આ દુષ્ટને જાજીવાર રાખવાનુ કામ નથી, માટે જલદી વધ ભુમીમાં લઇ જઇને

ગરદન મારો!!!

રસીકા-ક્રુરશેનનાં એવાં વચનો સાંભળીને હાય હાય ! કરતી જમીન ઉપર પડી.

ક્રુરશેન-વ્હાલી રસીકા તું શા માટે ગભરાય છે; હું કંઇ કામશેન કરતાં ઉતરતો નથી! મારી રાજ્ય અને રૂપની આગળ તે કાંઇ પણ ગણતીમાં નથી. માટે તું જરા પણ શોચ ન કરીશ!

રસીકા-અરે ચંડાળ તારી જીભના શકુસ્ત્ર કટકા કેમ નથી થતા! તુ શું બકે છે! મારા પ્રાણનાથને વધ કરવા ધારે છે, પણ તેથી તને કાંઇ ફાયદો થનાર નથી, હું પણ મારા પ્રાણનાથની સાથે આત્મઘાત કરીશ!!!

ક્રુરસેન=પ્રીય રસીકા તું તો મરવા યોગ્ય નથી, પણ મારા મનોર્થ પુરણ કરવાને યોગ્ય છે? અથવા માહારા મેહેલમાં પટરાણી તરીકે રેહેવાને યોગ્ય છે, માટે માહારૂ વચન માનીને શીધો રીતે ચાલ નહીતો હવે બળાત્કારે તારો ઉપભોગ લઇશ!

કામસેન-ચંડાળ; પાપીષ્ટ; બેશરમ, તુ મને કબજે કરી આવાં વચનો બોલે છે પણ જો મારા હાથ! એમ કહી બેડી સુધાં ક્રુરશેનની ઉપર ધસ્યો, (ત્યાં સીપાઇઓએ પકડી લીધો).

રશેન=(સીપાઇયોને) આ દુષ્ટને તમે જલદી મારી નાંખો પછી હાથમાં આવેલું રત્ન ક્યાં જવાનું છે,

રસીકા-(કામસેનને) પ્રાણનાથ આ વખત તમે મને પો

તાના હાથેજ મારો! કે જેથી આ દુષ્ટના પંજા માંથી છુટું—અને મારે આવાં પાપ વચન સાંભળ પડે નહી !!!

ક્રૂરસેન—સેવકુ ક્યારના ઢીલ શા માટે કરો છો, એને જ લદી લઇ જાઓ.

સીપાઇઓ કામસેનને ગરદન મારવા લઇ જાય છે—તે વખત રસીકા ઉછળી ઉછળીને તેને ગળે વળગે છે! ને સીપાઇઓ છોડાવે છે એમ ઘણીવાર રકઝક થયા પછી ક્રૂરસેનના હુકમથી કામસેનને ફાંસી દેવાને સીપાઇઓ વધ ભુમીમાં લઇ ગયા, અને રસીકાને ચાકરોએ પકડી રાખી!!!

રસીકા—ઘડી ઘડી મુરછાગત થઇને અરે પ્રાણનાથ તું મને મેલીને ગયો—પણ હવે મારી શી વલે થશે—હે છત્રીમાત તું મને મારગ આપ કે હું તેમાં સમાઉ, અગર હે અગ્નીદેવ આ વખત મને બાળીને ભસ્મ કરી નાંખ—હવે માહારે કોઇનુ સરણ નથી—ઓ ઇસ્વર તું દયા કરીને મુજ ગરીબ અબળાનું પતીવ્રત રાખવાને મારા પતીની સાથે માહારો પણ અંત લાવ્ય!!! એમ કહી જમીન ઉપર પડે છે:—

ક્રૂરસેન—રસીકા, હવે તુ બધો સોચ મુકી દે; અને મારી સાથે ખુશી થઇ ચાલ્ય. આ રંગ મેહેલ અને સર્વે રાજ્ય લક્ષ્મી બધું તાહારૂજ છે—હવે તુ મારી પટરાણી થા! અને તારા કોમળ શરીરથી મને

આલીંગન દે!

રસીકા—(જરા સાવચેત થઇને) અરે ચંડાળ તું મને વ ધારે દુઃખ ન દે, હુ તને કરગરીને કહું છું કે? મને મારાં પતીની સાથે મરવા દે, અગર આ મને બંનેને છોડી દે, નહીતો ખસુસ તુ નરકમાં જવાનો છે, પારકી સ્ત્રીના અભિલાશથી મોટા મોટા રાજા રાણા, જે કે રાવણ, જેવાએ પણ સાર કાહાડયું નથી, અને અંતે કમોતે મુવા છે. માટે તું હવે મારી પાસેથી વેગળો જા.

ક્રૂરસેન—(મનમાં) હમણાં એને કરોધ ચહડેલો છે પણ પછીથી કારેધ સમાશે એટલે હું એનુ મન શાંત કરીશ, તેમ છતાં હવે કયાં જવાની છે, એમ ધારી પોતે આસન ઉપર જઇ બેસે છે.

રશીકા—(મનમાં) ઓ ઇશ્વર, જગત પ્રભુ, આ સમે મુજ ગરીબ અબળાની વારે ચહડી આવ્ય. મેં મારા પતી શિવાય બીજા કોઇ સ્વપ્નામાં પણ ચીતવ્યો હોય તો તું મને શિક્ષા દે, અને જો મારૂ પતીવ્રત અને શીળ અખંડ હોય તો આ વખત મુજ ગરીબની વારે ચઢી આવ્ય, અરે હેજુ દુષ્ટ સીપાઇઓએ મારા પતીને મારયો તો નહી હોય? ઓ ઇશ્વર! એની પણ ખબર લે, અમે તાહારો સો અપરાધ કીધો છે કે. આવા ઘોર દુઃખમાં ડુબાવી નાંખ્યાં છે, અરે છેવટ કાંઇ ન કરે તો, અમને સ્ત્રી ભરથારને સાથેજ લટકાવી દે, જેથી અમે સારૂ માનીશુ?

જીવની ખપ હોય તો મને મારો ભાઇ જલદી દેખાડ નહી તો તારી જીવતી ચામડી ઉતારી ત ને જીવતો બાળીશ!

માધવસેન ક્રુરસેનને કેદ કરીને વધભુમી તરફ રસીક, અને માલતિ વિગરેને લઇ જાયછે:—

## પ્રવેશ ૧૨ મો

(સ્થળ મસાણ.)

કામસેન, સીપાઇઓ. સુરસેન, માધવસેન; રસી

ક. માલતી; ક્રુરસેન, વિગરે.

ક્રુરસેનના સીપાઇઓ, કામસેનને ફાંશી લટકાવ વાની તૈયારી કરે છે ત્યાં મસાંણના ઢેડનો વે શ પેહેરીને સુરસેન જુએ છે કામસેનને સીપાઇ ઓ ફાંશીની નજીક લાવે છે,

સીપાઇ—ચાલ્ય ભાઇ હવે તારે તારા ઇષ્ટદેવનુ સ્મરણ ક રવું હોય તો કરી લે.

કામસેન—અરે ભલા સિપાઇઓ, હું મારા ઇષ્ટદેવનું સ્મ રણ કરૂં છું પણ જરા તમે ધીરત રાખો હું જ રા માળા ફેરવી લેઉ?

સીપાઇ—હવે ઘણી વાર થઇ છે, માટે ઝાઝી પતરાજી મુ કી દે ચાલ્ય સીધો એમ કહી ધકો મારે છે!

કામસેન—(ગભરાઇને) અરે! આ કેવી ગતી થઇ, જે મા ણસો મારી જુલીઓના ઉપાડનાર તેજ મને ધ કા મારે છે, અને તેઓના હાથે મારૂ મોત થશે!

સીપાઇ—મરવાને શું બીહે છે? જેમ થનાર હશે તેમ થસે એક વાર મરવુ તો છેજ.

કામસેન—ભાઇ તારૂં કહેવું ખરૂં છે હું મરવાથી બીહી તો નથી, પણ આ દુશ્મનને હાથે કબજે થઇ રાંકપ ણે મરવું મને માઠું લાગે છે! જો કદાપી હાથમાં શસ્ત્ર લઇ દુસ્મનની સાથે યુદ્ધ કરી મારૂં મરણ ક કપાયું હોતતો મને જરા પણ સોસ થત નહી!

સીપાઇ—હવે તો બની તે ખરી, અમારો કાંઇ દોષ ન થી અમે તો ચીઠીના ચાકર છીએ! એમ કહી લટકાવવા જાય છે (એટલામાં)

માધવસેન—તારાથી દાડો આવીને સબુર! સબર! ચંડાળો સબુર!!

માધવસેનનો અવાજ સાંભળી દુરથી તેને અ ને બીજાઓને તથા કુરસેનને કેદ કરેલો જોઇને થર થર ધુજતા થકા સિપાઇઓ ચુપો ચુપ વેગ ળા ખશી ગયા!

માધવસેન—કામસેનની પાસે આવીને, મીય બંધુ તારી આ શી દશા અને અહીંયાં તને કોણ લાવ્યું!

કામસેન—જે ભવીષ્યમાં લખ્યું હતું તે થયું પણ મારી પ્યારી રસીકાની શી ખબર?

રસીકા—એક દમ ગળે વળગીને પ્રાણનાથ હું મંદ ભાગ્ય ણી રસીકા આ તારી પાસે આવી છું!!

કામસેન—તારી બેહેન માલતીની શી વલે થઇ તેની કાં ઇ ખબર મળી!

રસીકા—તેતો ક્યારની માધવસેનની સાથે આવી છે એ ને પણ કેટલાક દીવસ રાક્ષસની ગુફામાં દુઃખ વેઠવું પડ્યું છે!

માધવસેન—ભાઈ કામસેન હવે તારી શી આજ્ઞા છે? તુ કહેતો આ કુરશેન ચંડાળને જીવતો બાળી મુકુ અગર આજ ફાંશી સાથે લટકાવુ? હવે એને છોડવાનો નથી એમ કહી કુરસેનની પાસે જઈને કેમ દુષ્ટ હવે તને કેવી રીતે મારૂ? ચંડાળ તારૂ કર્તવ્ય તનેજ નડયુ છે! (એટલામાં કુરસેનની સ્ત્રી ત્યાં આવી)?

કુરશેનની સ્ત્રી—(રામસેનને) મારા પતીને કેદ કરવાની ખબર સાંભળી હું અહીંયાં આવી છુ, મારા પતીનો અપરાધ ઘણો છે તથાપી સત્યવાદી પુરૂષો ગરીબ અબળાના ભલા તરફ નજર રાખે છે માટે હું તમારી પાસે પતી ભીક્ષા માગુ છુ?

રસીકા—કેતાવળી આવીને ભાઈ તમારો ઉપકાર હું કદી પણ ભુલનારી નથી, તમે જે કહો તે હું કરવા ખુશી છુ. એમ કહી મળે છે!!

કુરશેનની સ્ત્રી—મેં તમારો એટલો મોહોટો ઉપકાર કીધો નથી તોપણ આ સમે તમે માહારા પતીને છોડાવો!

રસીકા—તમારૂ કહેવુ માન્ય કરૂ છુ, સીપાઈઓ આ કુરસેનને છુટો કરો, (સીપાઈઓ તેને છોડે છે)

માધવસેન—અરે આ શુ કરો છો? આ દુષ્ટને છોડવો વ્યાજબી નથી, કોઈ નહીં તો હું આ મારે હાથેજ એનુ મસ્તક ઉરાડી દઉ છુ!

કામસેન—પ્રીયબંધુ માધવસેન આપણી ક્ષત્રીવંશની એજ નીતી છે કે જે શરણે આવે તેનુ રક્ષણ કરવુ હવે તેને છોડી મુકો અને તેનુ રાજ્ય તેને સુપ્રત

થી કરજા ઘો, પણ સુરશેન ક્યાં ગયો તેની ખ
બર કઢાવો.

સુરસેન–ચંડાળનો વેશ ઉતારીને મહારાજ હું પણ અ
હીંજ છું. આપની સાજા માટે ચંડાળનો વેશ
પેહરી અહીંજ ફરૂ છું એમ કહી સુંદ પોશાક
પેહરી મળે છે.

કામસેન–સુરસેનને જોઇ પેલી શાહુકારની કન્યા તારી સા
થે હતી તે ક્યાં ગઇ?

સુરશેન–માહારાજ તે પણ અહીંયાં મારી સાથેજ છે એ
મ કહી તેને પણ પાસે બોલાવે છે.

બધા એકઠાં થયાં છે ત્યાં કુરસેન આવીને કં
ગાલની માફક ઉભો છે.

કુરસેનની સ્ત્રી–પ્રાણનાથ માહારૂ કહેલું સત્ય થયું, જો
પ્રથમથીજ રસીકાને જવા દીધી હોત તો આટલુ
દુઃખ અને દીનપણું પામત નહી, જુવો એને
પતિવ્રતાનું ફળ કેવુ મળ્યું, અને તમને પાપ
બુદ્ધીનું ફળ કેવું મળ્યું? હવે જો પાપ છોડું કર
વા ધારો તો રસીકાને પોતાની બેહેન તુલ્ય ગણી
માફ માગો?

કુરસેન–હું ઇસ્વર સાખે સત્ય કહુ છું કે, અથાપી સુ
ધી મેં મારી અજ્ઞાન દશામાં આ કર્તવ્ય કીધું
છે પરંતુ મારા તમામ અપરાધની ક્ષમા કરીને
હે કામસેન મારી ઉપર કૃપા દ્રષ્ટીથી જો! અને
આ રસીકાને હું આજથી મારી ધર્મની બેહેન
ગણીશ!! મેં મારાં પાપનો બદલો વાળી લીધો

છે, મારી બુધ્ધ બુધ્ધી થઇ તો લાજ અને લક્ષ્મી બનેનો નરા થયો, (રસીક) નેં અને તારા પ તીએ સત્ય ન તજ્યું તો લાજ અને લક્ષ્મીની વૃધ્ધી થઇ. હવે તમો બધા મારા અપરાધની ક્ષમા કરો !!

કામસેન–તું સદાય નિર્ભય રહો ! તારૂં કલ્યાણ થાઓ ! પરંતુ હવેથી કાઇ પણ પારકી સ્ત્રિ ઉપર કુ દ્રષ્ટી કરતો નહી! એમ કહી સર્વને દેખતાં તેની પીઠપર હાથ ઠોકયો, જા ખુશી થા !!

કૃરસેન–કામસેન તથા રસીકા વિગરેને નમસ્કાર કરીને પોતાના ગળામાંથી એક અમુલ્ય હાર કાહાડીને (રસીકાને) બેહેન આ હાર હું તને તારા સત્યના શરપાવમાં તથા મારી બેહેન તરીકે સાસરવા સામાં આપું છું તે લઇ મને ખુશી કર ?

રસીકા–તારો નમ્રગુણ તથા શુદ્ધ અંતઃકરણ જોઇ હું લે ઉછુ. એમ કહી હાર ગળામાં નાંખે છે.

કામસેન માલતીને બોકાતી માધવસેનની સાથે તેનું લગ્ન કરાવ્યું, અને સુરસેનને પેલી શાહુકાર ની છોકરી પરણાવી, પછી કૃરસેનને રજા આ પી. કૃરસેનની સ્ત્રી અને રસીકા પરસ્પર આનં દ પામી એક બીજાનો ઉપકાર માની સર્વ સર્વને ઠેકાણે ગયાં, કામસેન અને રસીકા તથા માધવ સેન વિગરે પોતાની રાજ્યધાનીની તરફ ગયાં, પો તાનું રાજ્ય સુખે ભોગવવા લાગ્યાં.

સમાપ્ત

